COMPLETE MEANINGS

WITH

**Explanation and Gujarati Translation**

OF

# MACMILLAN'S NEW ENGLISH READER No. I.

## મેકમિલન ન્યૂ ઇંગ્લીશ રીડર

## નં. ૧ ના મીનિંગ

ઉચ્ચાર, અર્થ તથા ગુજરાતી સરળ અને શુદ્ધ તરજુમા સાથે.


*Compiled by*

**UMEDBHAI J. PATEL**



*Published by*

**JIVANLAL & SONS**

Booksellers Publishers & Printers,

**Kalbadevi Road; BOMBAY-2.**





First Edition ] Copies 2000. [ A. D. 1929.

**Price Rs. 0—6—0** કિંમત છ આના.

# Meanings of
# Macmillan's New English
## Reader No. 1

### I Our school=આપણી નિશાળ.

Govind (ગોવિંદ)=છોકરાનું નામ.
School (સ્કૂલ)=નિશાળ.
Was going=જતો હતો.
Monday (મન્ડે)=સોમવાર.
Morning (મૉર્નિંગ)=સવાર.
On monday morning= સોમવારે સવારે.
Just then (જસ્ટ ધેન)=તરતજ.
Gopal (ગોપાળ)=છોકરાનું નામ.
Came in (કેઇમ ઇન)=અંદર આવ્યો.
To see (ટુ સી)=મળવાને.
Lives (લિવ્ઝ)=રહે છે.
Next (નેક્સ્ટ)=પાસેના, જોડેના.
Good morning (ગુડ મૉર્નિંગ)= સાહેબજી.
To school (ટુ સ્કૂલ)=નિશાળે
It is time=વખત થયો છે.
Yes (યસ)=હા.
To go (ટુ ગો)=જવાને.
Just starting (જસ્ટ સ્ટાર્ટિંગ)= હમણાંજ ઉપડતો.
I am just starting=હું હમણાંજ નીકળું છું.
Starting (સ્ટાર્ટિંગ)=નીકળતો.
Will take (વિલ ટેઇક)=લઇ જશો.
With you (વિથ યુ)=તમારી સાથે.
Father (ફાધર)=બાપ.
Told me (ટોલ્ડ મી)=મને કહ્યું.
Told (ટોલ્ડ)=કહ્યું.
May I come (મે આઇ કમ)= હું આવું ?
Come along (કમ ઍલૉન્ગ)= ચાલો, ચલોની,
Picture (પિક્ચર)=ચિત્ર.
Class room (ક્લાસ રૂમ)=વર્ગનો ઓરડો.
Was drawn (વૉઝ ડ્રૉન)=ચિતરવામાં આવ્યું હતું.
It was drawn by our school writer=અમારી નિશાળના કારકુને એ ચિતર્યું હતું.
School-writer (સ્કૂલ રાઇટર)= નિશાળનો કારકુન.

What a nice picture=કેવું સુંદર ચિત્ર !

I can see you in it=હું તમને તેની અંદર જોઇ શકું છું.

There are you=પેલા રહ્યા તમે.

Sitting at a table=મેજ ઉપર બેઠેલા.

Is not=નથી.

It is a desk (ઇટ ઇઝ એ ડેસ્ક)=એ ઢળતું મેજ છે.

Other (અધર)=બીજા.

Are sitting=બેઠા છીએ.

Bench (બેન્ચ)=પાટલી, બાંક.

In front of us=આપણી આગળ.

Slates (સ્લેઇટ્સ)=પત્થર પાટીઓ, સ્લેટો.

Are lying (આર લાઇંગ)=પડેલી છે.

Behind (બીહાઇન્ડ)=પાછળ.

Another (અનધર)=બીજું.

It is too small (ઇટ ઇઝ ટુ સ્મૉલ)=તે જોઇએ તે કરતાં નાનું છે

Too small=જોઇએ તે કરતાં નાનું.

Who (હુ)=કોણ.

Tall (ટૉલ)=ઉંચો.

Gentleman (જેન્ટલમૅન)= સદ્‌ગૃહસ્થ.

Standing up (સ્ટૅન્ડિંગ અપ)= ઉભો છે.

Who is that......standing up=પેલો ઉંચો ઉભેલો સદ્‌ગૃહસ્થ કોણ છે ?

He has a turban on=તેણે પાઘડી પહેરી છે.

Turban (ટરબન)=પાઘડી.

Class-master (ક્લાસ માસ્ટર)= વર્ગ શિક્ષક.

Teaching (ટીચિંગ)=ભણાવતો.

He is teaching us=અમને તે ભણાવે છે.

Globe (ગ્લોબ)=પૃથ્વીનો ગોળો.

Is pointing (ઇઝ પોઇંટિંગ)= બતાવે છે.

His finger is pointing to =તેની આંગળી બતાવે છે.

India (ઇન્ડીઆ)=હિન્દુસ્તાન.

To India=હિંદુસ્તાનને.

Country (કન્ટ્રિ) દેશ.

Our country (અવર કન્ટ્રિ)= આપણો દેશ.

The globe has=પૃથ્વીના ગોળાને છે.

The same shape (ધી સેઇમ શેઇપ)=તેવો જ આકાર.

Same (સેઇમ)=તેવો જ.

Earth (અર્થ)=પૃથ્વી.

That the Earth has (ધેટ ધી અર્થ હૅઝ)=જેવો પૃથ્વીને છે તેવો.

It is Round=તે ગોળ છે.

Stand (સ્ટૅન્ડ)=ઘોડો, બેઠક.

High stand=ઉંચો લાકડાનો ઘોડો.

Master (માસ્ટર)=શિક્ષક.

Master's (માસ્ટર્સ)=શિક્ષકનું.

What are (વ્હૉટ આર)=શાનાં છે.

Wall (વૉલ)=ભીંત.

Maps (મૅપ્સ)=નકશા.

England (ઇંગ્લૅન્ડ)=વિલાયત—ઈંગ્લૅન્ડ દેશ.

Other (અધર)=બીજો.

Map (મૅપ)=નકશો.

Will show (વિલ શો)=બતાવીશ.

Show (શો)=બતાવવું.

Room (રૂમ)=ઓરડો.

Let us start (લેટ અસ સ્ટાર્ટ)=અમને ઉપડવા દો.

May be late (મે બી લેઇટ)=મોડા થશો.

Late (લેઇટ)=મોડા.

First (ફર્સ્ટ)=પહેલો.

Term (ટર્મ)=સત્ર.

This is the first day of the term=સત્રનો આ પહેલો દિવસ છે.

To day (ટુ ડે)=આજે.

Opens (ઓપન્સ)=ઉઘડે છે.

Today school opens=આજે નિશાળ ઉઘડે છે.

New (ન્યુ)=નવા.

Old school (ઑલ્ડ સ્કૂલ)=જુની નિશાળ.

Have you left (હૅવ યુ લેફ્ટ)=તમે છોડી દીધી છે ?

Left (લેફ્ટ)=છોડી દીધા.

Old (ઓલ્ડ)=જુની.

Do not teach=શીખવતા નથી.

I want to learn=મને શીખવું છે.

English (ઇંગ્લિશ)=અંગ્રેજી.

You can talk Egnlish=અંગ્રેજીમાં તમે વાત કરી શકો છો.

Talk (ટૉક)=વાત કરવી.

Taught (ટૉટ)=શીખવ્યું

Who taught you to talk=તમને વાત કરતાં કોણે શીખવ્યું ?

Can you read and write=તમે વાંચી અને લખી શકો છો ?

Too (ટૂ)=વળી.

Knows (નોઝ)=જાણે છે.

Knows English well=અંગ્રેજી સારૂં જાણે છે.

Taught me to talk=મને વાત કરતા શીખવ્યું.

**First** learn to talk=પહેલાં વાત કરતાં શીખો.

**Then** learn to read=પછી વાંચતાં શીખો.

**Then** to write=પછી લખતાં શીખો.

**Best** (બેસ્ટ)=ઉત્તમ.

**Way** (વે)=રસ્તો.

**Best** way (બેસ્ટ વે)=ઉત્તમ રસ્તો.

**Very** good (વૅરિ ગુડ)=ઘણું સારૂં.

**You** talk very good English=તમે અંગ્રેજીમાં ઘણી સારી વાત કરો છો.

**Will** find (વિલ ફાઇન્ડ)=જડશે, લાગશે.

**Find** (ફાઇન્ડ)=જડવું, લાગવું.

**Easy** (ઇઝિ)=સહેલું.

**Very** easy (વેરિ ઇઝિ)=ઘણું સહેલું

**What** book (વૉટ બુક)=કયું ચોપડી.

**Shall** I read (શૅલ આઇ રીડ) =હું વાંચીશ.

**Shall** (શેલ)=ભવિષ્યકાળની નિશાની. સામાન્ય રીતે પહેલા પુરૂપ એક વચન ને બહુવચન પહેલાં વપરાય છે.

**Read** (રીડ)=ભણવું, વાંચવું.

**You** will read the first primer=તમે પહેલી બાળપોથી ભણશો.

First Primer (ફર્સ્ટ પ્રાયમર)= પહેલી બાળપોથી.

What must I call=મારે શું કહેવું જોઇએ ?

The Headmaster (હેડમાસ્ટર)= મુખ્ય શિક્ષક, વડા શિક્ષક.

Class master (ક્લાસ માસ્ટર)= વર્ગ શિક્ષક.

speak (સ્પીક)=બોલવું.

You must say=તમારે કહેવું જોઇએ.

Sir (સર)=સાહેબ.

To every master=દરેક શિક્ષકને.

Play (પ્લે)=રમવું.

Do play (ડુ પ્લે)=રમો છો ?

Many (મૅનિ)=ઘણી.

Games (ગેઇમ્સ)=રમતો.

We work hard=અમે સખત કામ કરીએ છીએ.

Is over (ઇઝ ઓવર) બંધ થાય છે.

School is over=નિશાળ બંધ થઇ છે.

Thing (થિંગ)=વસ્તુ.

At a time (ઍટ એ ટાઇમ)= એક વખતે.

We do it well=અમે તે સારી રીતે કરીએ છીએ.

New ball (ન્યુ બૉલ)=નવો દડો.

Yesterday (યસ્ટરડે)=ગઇ કાલે,

At home (ઍટ હોમ)=ઘર આગળ.

Evening (ઇવનિંગ)=સાંજ.

સોમવારે સવારે ગોવિંદ નિશાળે જતો હતો. તરતજ ગોપાળ તેને મળવાને આવ્યો. ગોપાળ તેનો મિત્ર છે. તે પડખેના ઘરમાં રહે છે.

**ગોપાલ**—સાહેબજી, ગોવિંદ. તમે નિશાળે જાઓ છો ?

**ગોવિંદ**—સાહેબજી, ગોપાલ હા. જવાનો વખત થયો છે. હમણાંજ હું નીકળું છું.

**ગોપાલ**—મને તમારી સાથે લઇ જશો ? મારા બાપે મને તમારી નિશાળે જવા કહ્યું. હું તમારી સાથે આવું ?

**ગોવિંદ**—અરે હા ! ચાલોની; હું તમને મારી સાથે લઇ જઇશ. જુઓ ! આ રહ્યું મારા વર્ગના ઓરડાનું ચિત્ર. અમારી નિશાળના કારકુને એ ચિતર્યું છે.

**ગોપાલ**—કેવું રમુજી ચિત્ર ! હું તમને તેમાં જોઉં છું. ત્રણ છોકરાઓ સાથે મેજ ઉપર બેઠેલા પેલા રહ્યા તમે.

**ગોવિંદ**—આ મેજ નથી. એ ઢળતું મેજ છે. હું અને બીજા ત્રણ છોકરાઓ પાટલી ઉપર બેઠા છીએ, અને ઢળતું મેજ અમારી આગળ છે. અમારી સ્લેટો એના ઉપર પડી છે. અમારી પાછળ ત્યાં બીજું ઢળતું મેજ છે, અને તેના પર બીજા ચાર છોકરાઓ બેઠા છે. તમે તેમને ચિત્રમાં જોઇ શકશો નહિ. તે ઘણુંજ નાનું છે. પણ તમે એક છોકરાને જોઇ શકશો.

**ગોપાલ**—પેલો ઉંચો ઉભેલો સદ્‌ગૃહસ્થ કોણ છે ? તેણે પાઘડી પહેરી છે.

**ગોવિંદ**—એ અમારા વર્ગશિક્ષક છે.

**ગોપાલ**—તે શું કરે છે ?

**ગોવિંદ**—તે અમને ભણાવે છે. તેનો ડાબો હાથ પૃથ્વીના ગોળા ઉપર છે. તેમની આંગળી હિન્દુસ્તાનને બતાવે છે. તે કહે છે, "છોકરાઓ આ હિન્દુસ્તાન છે. આ આપણો દેશ છે." પૃથ્વીના ગોળાનો પૃથ્વીના જેવોજ આકાર છે. તે ગોળ છે, તે એક ઉંચા લાકડાના ઘોડા ઉપર છે. તેની પાસે અમારા શિક્ષકનું મેજ છે.

**ગોપાલ**—ભીંત ઉપર પેલાં ચિત્રો શાનાં છે ?

ગોવિંદ—એ નકશા છે. એક નકશો વિલાયતનો છે. બીજો નકશો હિન્દુસ્તાનનો છે. જ્યારે તમે નિશાળે આવશો ત્યારે ઓરડામાંની બધી વસ્તુઓ તમને હું બતાવીશ. હવે ચાલો આપણે નીકળીએ, નહિ તો મોડા પડીશું. સત્રનો આ પહેલો દિવસ છે. આજે નિશાળ ઉઘડે છે. ત્યાં નવા છોકરા ઘણા હશે. તમારી જુની નિશાળ તમે છોડી દીધી?

ગોપાલ—હા, ત્યાં તેઓ અંગ્રેજી શીખવતા નથી. મારે અંગ્રેજી ભણવું છે.

ગોવિંદ—પણ તમે તો અંગ્રેજીમાં વાતચીત કરી શકો છો. તમને વાત કરતાં કોણે શીખવી? વળી તમે અંગ્રેજી વાંચી લખી શકો છો?

ગોપાલ—મારા બાપ અંગ્રેજી સારૂં જાણે છે. તેમણે મને વાત કરતાં શીખવી. તેમણે કહ્યું, " પહેલાં વાત કરતાં શીખો, પછી વાંચતાં શીખો. તે પછી લખતાં શીખો. એ રસ્તો શીખવાને ઉત્તમ છે.

ગોવિંદ—તમે અંગ્રેજીમાં સારી વાત કરો છો. તમને વાંચવાનું અને લખવાનું ઘણું સહેલું લાગશે.

ગોપાલ—નિશાળમાં હું કયી ચોપડી ભણીશ?

ગોવિંદ—તમે પ્રથમ બાળપોથી ભણશો.

ગોપાલ—આચાર્યને (વડા શિક્ષકને) અને મારા વર્ગ શિક્ષકને હું જ્યારે તેમની સાથે બોલું ત્યારે મારે તેમને કેવી રીતે બોલાવવા?

ગોવિંદ—તમારે દરેક શિક્ષકને "સાહેબ" કહેવું.

ગોપાલ—તમારી નિશાળના છોકરાઓ રમે છે.

ગોવિંદ—અરે હા! અમે ઘણી રમતો રમીએ છીએ. અમે નિશાળમાં સખત કામ કરીએ છીએ, અને નિશાળ બંધ થાય છે ત્યારે અમે રમીએ છીએ. અમે એક વસ્તુ એક વખતે કરીએ છીએ અને તે બરાબર કરીએ છીએ.

ગોપાલ—મારા બાપે એક નવો દડો ગઇ કાલે મને આપ્યો હતો. મારી પાસે તે ઘેર છે. આજે સાંજે હું તેનાથી રમીશ.

---

## 2 One thing at a time = એક વખતે એક વસ્તુ.

Went to school=નિશાળે ગયો.
Took him (ટૂક હિમ)=તેને લઇ ગયો.
Have you brought (હૅવ યુ બ્રૉટ)=તમે લાવ્યા છો ?
Brought (બ્રૉટ)=લાવ્યા.
Letter (લેટર)=કાગળ.
From your father=તમારા બાપ પાસેથી.
From (ફ્રૉમ)=માંથી.
No sir=ના સાહેબ.
Will get it=ને લાવીશ.
So he went home=માટે તે ઘેર ગયો.
Gave (ગેઇવ)=આપ્યો. (ભૂતકાળ).
Went (વેન્ટ)=ગયો. (ભૂતકાળ).
To the Head master=મુખ્ય શિક્ષક ઉપર.
Read (રેડ)=વાંચ્યો.
Put him into a class=તેને વર્ગમાં મૂક્યો.
Had worked (હૅડ વર્કડ)=કામ કર્યું હતું.
Had (હૅડ)=હતું. (have નું ભૂતકાળ).
Worked (વર્કડ)=કામ કર્યું. (work નું ભૂતકાળ).
All day (ઑલ ડે)=દિવસભર.

Took off (ટુક ઑફ્ફ)=કાઢી નાખ્યા.
Shoes (શુઝ)=જોડા.
Ran (રૅન)=દોડ્યો. (Run નું ભૂતકાળ).
In to the garden=બાગની અંદર.
He played ball (હી પ્લેઇડ બૉલ)=ને દડો રમ્યો.
Played (પ્લેઇડ)=રમ્યો.
Till (ટિલ)=જ્યાં સુધી, ત્યાં સુધી.
Was tired (વૉઝ ટાયર્ડ)=થાકી ગયો.
Work (ઉવર્ક)=કામ કરો.
While (ઉવ્હાઇલ)=જ્યારે ત્યારે.
Play (પ્લે)=રમો.
Way (ઉવે)=રસ્તો.
To be happy (ટુ બી હૅપિ)=સુખી થવાને.
Happy (હૅપ્પિ)=સુખી.
I say=હું કહું છું.
All that you do=તમે જે બધું કરો.
Might (માઇટ)=બળ, જોર.
With your might=તમારા બળથી
Done (ડન)=કરેલી.
Halves (હાવ્ઝ)=અરધી.
Things done by halves=અરધી પરધી કરેલી વસ્તુઓ.

**A**re done (આર ડન)=થાય છે.
**N**ever (નેવર)=કદી નહિ.
**R**ight (રાઇટ)=સાચી, બરાબર.
**T**hat done well=તે સારી કરેલી.
**V**ery good=સરસ.

Rule (રૂલ)=નિયમ.
As (ઍઝ)=જેમ.
Many (મૅનિ)=ઘણા.
As many can tell=જેમ ઘણા કહે તેમ.

ગોપાળ નિશાળે ગયો. ગોવિંદ તેને મુખ્ય શિક્ષક પાસે લઈ ગયો. તેણે મને કહ્યું, " તમારા બાપ પાસેથી તમે કાગળ લાવ્યા છો "? "ના સાહેબ," ગોપાળે કહ્યું, 'પણ હું ઘેર જઇશ અને તે લાવીશ," તેથી તે ઘેર ગયો. તેના બાપે તેને મુખ્ય શિક્ષક ઉપર એક કાગળ આપ્યો.

મુખ્ય શિક્ષકે તે વાંચ્યો અને તેને વર્ગમાં બેસાર્યો. સાંજે તે ઘેર ગયો. તેણે આખો દિવસ નિશાળમાં કામ કર્યું હતું. તેણે તેના જોડા કાઢી નાખ્યા અને તેના નવા દડા સાથે બાગમાં દોડી ગયો. ત્યાં તે થાકી જતાં સુધી દડો રમ્યો.

કામ કરો ત્યારે કામ કરો, રમો ત્યારે રમો.
હું કહું છું, કે તે સુખી થવાનો રસ્તો છે.
તમે જે બધું કરો, તે તમારા બળથી કરો.
અર્ધે અર્ધે થએલી વસ્તુ કદી ખરી થતી નથી.

જેમ ઘણા કહે છે તેમ એક વખતે અને સારી રીતે એક વસ્તુ કરવી એ ઘણો સારો નિયમ છે.

---

## 3 The King Emperor=રાજા શાહેનશાહ.

King (કિંગ)=રાજા.
Emperor (એમ્પરર)=શહેનશાહ.
Come here=અહીં આવ.
My boy=મારા દીકરા.
Who is this=આ કોણ છે?

Gentleman (જેન્ટલમૅન)=સદ્‌ગૃહસ્થ.
Picture of king Emperor=મહારાજા શહેનશાહનું ચિત્ર.
Name (નેઇમ)=નામ.

George (જ્યોર્જ)=નામ છે.
George the fifth=પાંચમા જ્યોર્જ.
Fifth (ફિફ્થ)=પાંચમો.
Great Britain (ગ્રેઇટ બ્રિટન)= ઇંગ્લેન્ડ, વેલ્સ, અને સ્કૉટલેન્ડ મળીને ગ્રેટબ્રિટન થાય છે.
Ireland (આયર્લેન્ડ)=દેશનું નામ.
Emperor of India (એમ્પરર ઑફ ઇન્ડિયા)=હિંદુસ્તાનના શહેનશાહ.
Fifth king (ફિફ્થ કિંગ)=પાંચમો રાજા.
With that name ( વિથ ધૅટ નેઇમ)=એ નામથી.
Long ago (લૉન્ગ એગો)=ઘણા વખત પહેલાં.
There were (ધૅર વેર)=હતા.
Kings (કિંગ્ઝ)=રાજાઓ.
Named (નેઇમ્ડ)=નામે.
There were four kings named George=જ્યોર્જ નામથી ચાર રાજાઓ હતા.
Great (ગ્રેટ)=મોટો.
Greatest (ગ્રેટેસ્ટ)=સૌથી મોટો.
World (વર્લ્ડ)=દુનીઆ, જગત.
In all the world=આખી દુનીઆમાં.
Rules (રૂલ્સ)=રાજ્ય કરે છે.
Over (ઑવર)=ઉપર.
Men (મેન)=માણસો. (Man નું બહુવચન)
More than=ના કરતાં વધારે.
Ever lived=કદી થઇ ગયો, કદિ જીવ્યો હોય.
Live (લિવ)=રહેવું.
That is his own land (ધૅટ ઇઝ હિઝ ઑન લૅન્ડ)=ને તેનો પોતાનો દેશ છે.
Land (લૅન્ડ)=જમીન, દેશ.
Ever (એવર)=કદી.
Does he ever come=તે કદી આવે છે ?
Has been (હૅઝ બીન)=આવ્યો છે.
To India=હિન્દુસ્તાનમાં.
Twice (ટવાઇસ)=બે વખત.
Kind and good=માયાળુ અને ભલો.
Every one (એવરી વન)=દરેક જણ.
People (પિપલ)=લોકો, પ્રજા.
Are happy (આર હૅપિ)=સુખી હોય છે.
Glad (ગ્લેડ)=ખુશી.
He is glad=તે રાજી થાય છે.
Why (વ્હાય)=શા માટે.

Because (બીકૉઝ)=કારણ કે.

Takes care of them=તેમની સંભાળ લે છે.

Keeps (કીપ્સ)=રાખે છે. બચાવે છે.

Harm (હાર્મ)=સંકટ, દુઃખ.

Love him too=તેને પણ ચાહવું જોઇએ.

Your (યૉર)=તમારો.

Anything (ઍનિથિંગ)=કંઇક.

Pray (પ્રે)=પ્રાર્થના કરવી.

Pray to God=ઇશ્વરની પ્રાર્થના કરે છે.

To bless (ટુ બ્લેસ)=કલ્યાણ કરવા. આશિષ દેવા.

Save (સેવ)=રક્ષણ કરો.

Long live=(લૉન્ગ લિવ)=ઘણું જીવો.

Noble (નોબલ)=ઉમદા.

God save the king=ઇશ્વિર રાજાનું રક્ષણ કરો.

**બાપ**—અહીંયાં આવ, મારા દીકરા. આ ચિત્ર સામું જો.

**છોકરો**—આ સદ્‌ગૃહસ્થ કોણ છે, બાપા?

**બાપ**—મારા દીકરા, આતો રાજા શહેનશાહનું ચિત્ર છે.

**છોકરો**—બાપા તેનું નામ શું છે?

**બાપ**—એનું નામ જ્યોર્જ છે. અમે એમને પાંચમા જ્યોર્જ કહીએ છીએ. તેઓ ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડના રાજા છે, અને હિન્દુસ્તાનના શહેનશાહ છે.

**છોકરો**—આપણે તેમને પાંચમા જ્યોર્જ કેમ કહીએ છીએ?

**બાપ**—એ નામના એ પાંચમા રાજા છે. ઘણા વખત પહેલાં ઇંગ્લેન્ડમાં જ્યોર્જ નામના બીજા રાજાઓ થઇ ગયા છે. જ્યોર્જ નામના ચાર રાજાઓ થયા હતા. આપણા રાજા એ પાંચમા જ્યોર્જ છે.

**છોકરો**—શું તે મોટા રાજા છે બાપા?

**બાપ**—હા મારા દીકરા. આખી દુનીઆમાં એ સૌથી મોટા રાજા છે. અગાઉ કોઇ પણ રાજા થઈ ગયો તેના કરતાં તે વધારે માણસો ઉપર રાજ્ય કરે છે.

છોકરો—બાપા એ કયાં રહે છે?

બાપ—એ ઇંગ્લેન્ડમાં રહે છે. એ એમનો જ દેશ છે.

છોકરો—તે કોઇ વખત હિન્દુસ્તાનમાં આવ્યા છે?

બાપ—હા, તે હિન્દુસ્તાનમાં બે વખત આવી ગયા છે.

છોકરો—તે દયાળુ ને ભલા છે!

બાપ—અરે હા! મારા વ્હાલા દીકરા. તે દરેક જણ પ્રત્યે માયાળુ ને ભલા છે. તે એમની પ્રજાને ચાહે છે. જ્યારે તેઓ સુખી હોય છે ત્યારે તે રાજી રહે છે.

છોકરો—બાપા એમની પ્રજા એમને ચાહે છે?

બાપ—હા, તેમની બધી પ્રજા તેમને ચાહે છે.

છોકરો—કેમ તેઓ તેમને ચાહે છે?

બાપ—તેઓ તેમને ચાહે છે. કારણ કે તે તેમને ચાહે છે. તેઓ જાણે છે, કે તે તેમને ચાહે છે. તેઓ જાણે છે કે તે માયાળુ ને ભલા છે. તે તેમની સંભાળ લેછે. તે તેમને સંકટોથી બચાવે છે. મારા દીકરા તમારે પણ તેમને ચાહવા જોઇએ. એ તમારો રાજા છે.

છોકરો—હું મારા રાજા માટે કંઇ કરી શકું?

બાપ—હા, મારા દીકરા! તું પરમેશ્વરને તેમને આશીષ દેવા પ્રાર્થના કરી શકે છે. તેમની સંભાળ લેવાને, તેમને સહિસલામત અને સુખી રાખવાને પરમેશ્વર પાસે માગ.

પરમેશ્વર અમારા રાજા મોટા જ્યોર્જનું રક્ષણ કર.

આપણા ઉમદા રાજા ઘણું જીવો.

ઇશ્વર રાજાનું રક્ષણ કરો.

---

## 4 Roman figures=રોમન આંકડા.

Roman (રોમન)=રોમની ભાષામાં લખેલા.
Figures (ફિગર્સ)=આંકડા.
Well (વેલ)=વારૂ.
You have been=ગયા છો. જાઓ છો.
At your new school=તમારી નવી નિશાળે.
Month (મન્થ)=મહિનો.
For one month=એક મહિનાથી.
How do you like it=તમને તે કેમ ગમે છે?
Very much=ઘણું જ.
Master (માસ્ટર)=શિક્ષક.
Very kind=ઘણા જ માયાળુ.
Something (સમથિંગ)=કંઇક.
Learn (લર્ન)=શીખું છું.
Every day (ઍવરિ ડે)=દરરોજ.
Do you (ડુયુ)=શું તમે શીખો છો?
Did learn (ડીડ લર્ન)=શીખ્યા.
Learned (લર્ન્ડ)=શીખ્યા.
About (ઍબાઉટ)=વિષે.
We learned all about Roman figures=રોમન સંખ્યા વિષે અમે બધું શીખ્યા.
Do you know=શું તમે જાણો છો?
Taught (ટૉટ)=શીખવી.
Long ago (લૉન્ગ ઍગો)=ઘણા દિવસ પહેલાં.
Mark (માર્ક)=ચિન્હ, નિશાની.
Number (નમ્બર)=સંખ્યા.
A figure is a mark for a number=સંખ્યા માટે આંક ચિહ્ન છે.
Another (અનધર)=બીજું.
Number (નંબર)=આંક, સંખ્યા.
Numeral (ન્યુમરલ)=આંક, સંખ્યા-વાચક શબ્દ.
Every number has a figure=દરેક સંખ્યાને અંક હોય છે.
What you know=તમે શું જાણો છો.
Slate (સ્લેઇટ)=પત્થર પાટી.
I will write down=હું લખી નાખીશ.
Numeral (ન્યુમરલ)=સંખ્યા.
Quite right=તદ્દન ખરૂં.
I am glad=હું ખુશી છું.
Remember (રીમેમ્બર)=યાદ રાખ.
You remember (યુ રીમેમ્બર)=તમે યાદ રાખો છો.
Think (થિંક)=વિચાર કરવો.

earnt (લર્ન્ટ)=શીખ્યા.
Did you not=શું તમે શીખ્યા નથી?
Numbers (નંબર્સ)=આંકડાઓ, સંખ્યાઓ.
Did not learn=શીખ્યો નથી.
Names (નેઇમ્સ)=નામો.
How to spell (હાઉ ટુ સ્પેલ)=કેમ જોડણી કરવી.
To spell (સ્પેલ)=જોડણી કરવી.
Do you call=શું તમે કહો છો?
Ways (વેઇઝ)=રસ્તાઓ.
Writing (રાઇટિંગ)=લખતાં.
This way (ધિસ વે)=આ રસ્તે.
Another way (અનધર વે)=બીજો રસ્તો.
Can write=લખી શકતું.
Yet (યટ)=હજી સુધી.
Cannot do it well=સારી રીતે કરી શકતો નથી.
Card (કાર્ડ)=પત્તું.
Take (ટેઇક)=લઇ જજો.
From one up to twelve (ફ્રૉમ વન અપ ટુ ટ્વેલ્વ)=એકથી બાર સુધી.
Twelve (ટ્વેલ્વ)=બાર.
Five (ફાઇવ)=પાંચ.
Six (સિક્સ)=છ.

Seven (સેવન)=સાત.
Eight (એઇટ)=આઠ.
Nine (નાઇન)=નવ.
Ten (ટેન)=દશ.
Eleven (ઇલેવન)=અગીઆર.
Common (કૉમન)=સામાન્ય, સાધારણ,
Learn to write them at home=ઘેર લખતાં શીખજો.
Pocket (પૉકેટ)=ગજવું.
Are you going to learn=તમે શીખવાના છો?
I want to play now=મારે હવે રમવું છે.
Hour (અવર)=કલાક.
For an hour (ફૉર ઍન અવર)=એક કલાક સુધી.
After that (આફ્ટર ધેટ)=તે પછી.
When you go home=જ્યારે તમે ઘેર જાઓ.
Play (પ્લે)=રમો.
Or (ઑર)=અથવા.
Go for a walk=ફરવાને જાઓ, ફરવા જવું.
Run about=આમતેમ દોડજો, આમતેમ દોડવું.
Will make=બનાવશે.

Strong (સ્ટ્રૉંગ)=મજબુત.
Keep you well=તમને સારા રાખશે, તમને તન્દુરસ્ત રાખશે.
True (ટ્રુ)=સાચું, ખરૂં.
Be off (બી ઑફ્‌)=ચાલ્યો જા.
Tomorrow (ટુમૉરો)=આવતી કાલે.
Let me see=મને જોવા દેજો.
Cold (કોલ્ડ)=ટાઢો.
Wind (વિન્ડ)=પવન.
Is blowing (ઇઝ બ્લોઈંગ)=વાય છે.
Deep (ડીપ)=ઉંડી.
River (રિવર)=નદી.
Is flowing (ઇઝ ફ્લોઈંગ)=વહે છે.
White (વ્હાઇટ)=સફેદ.
Is lowing (ઇઝ લોઇંગ)=બરાડે છે.
Green (ગ્રીન)=લીલું.
Is growing (ઇઝ ગ્રોઇંગ)=ઉગે છે.
Pretty (પ્રેટી)=સુંદર.
Are singing (આર સિંગિંગ)=ગાય છે.
The school-bell (ધી સ્કુલ-બૅલ)=નિશાળનો ઘંટ.
Is ringing (ઇઝ રિંગિંગ)=વાગે છે.
Big (બિગ)=મોટા.
Are talking (આર ટૉકિંગ)=વાત કરે છે.
Are walking (આર વૉકિંગ)=ફરે છે.

**બાપ**—કેમ ગોપાલ, એક મહિનાથી તું તારી નવી નિશાળે જાય છે. તને તે કેવી ગમે છે ?

**ગોપાલ**—અરે બાપા ! મને તે ઘણીજ ગમે છે. મારા શિક્ષક મારા તરફ અને બીજા છોકરાઓ તરફ ઘણા માયાળુ છે. હું હરરોજ કંઇક નવું શીખું છું.

**બાપ**—હરરોજ તું કંઇક નવું શીખે છે; ખરૂંને ? આજે તું શું શીખ્યો ?

**ગોપાલ**—અમે બધું રોમન આંકડા વિષે શીખ્યા.

**બાપ**—રોમન આંકડા ! આંકડા શું છે તે તું જાણે છે ?

**ગોપાલ**—અરે હા ! ઘણા દિવસ પહેલાં મને તમે એ શીખવ્યું હતું. સંખ્યાને માટે આંકડા એ ચિહ્ન છે. અમારા માસ્તર કહે છે, કે આંકડાનું બીજું નામ સંખ્યા છે. દરેક સંખ્યાને અંક હોય છે.

**બાપ**—તું શું જાણે છે તે મને જોવા દે. તારી પત્થરપાટી મને આપ.

એક, બે, ત્રણ, ચાર, આંકડાઓ તેની ઉપર હું લખીશ. દરેક આંક માટે તેની બાજુમાં સંખ્યાને હવે લખ.

**ગોપાલ**—અરે હા ! બાપા, હું તે કરી શકીશ. આ રહી પત્થરપાટી અને આ રહી સંખ્યાઓ.

**બાપ**—હા, તે તદ્દન ખરૂં. તે તને યાદ છે, એ જોવાને હું ખુશી છું. હું ધારૂં છું કે તું બધા આંકડા તારી જુની નિશાળે શીખ્યો હતો ખરૂંને ?

**ગોપાલ**—હા, હું આંકડા શીખ્યો હતો પણ તેમનાં નામ અંગ્રેજીમાં શીખ્યો ન હતો. એ તમે મને શીખવ્યું, અને તે આંકનાં નામોની જોડણી કેમ કરવી તે શીખ્યો ન હતો. તે હું મારી નવી નિશાળે શીખ્યો.

**બાપ**—ઠીક, શું તું આ ચિહ્નોને રોમન આંકડા કહે છે ?

**ગોપાલ**—અરે નહિ ! સંખ્યા લખવાના બે રસ્તાઓ છે. પહેલાં તો આમ લખતાં શીખ્યો. પણ અમારા શિક્ષકે આજે બીજી રીતે લખતાં શીખવ્યું.

**બાપ**—હજુ તું આ રોમન આંકડાઓ લખી શકે છે ?

**ગોપાલ**—હજુ હું એ સારી રીતે નહિ કરી શકું. પણ મારા શિક્ષકે મને એક નાનું પત્તું આપ્યું છે. તેણે વર્ગમાં દરેક છોકરાને એક આપ્યું. તેણે મને કહ્યું, "ગોપાલ આ પત્તું ઘેર લઇ જા, તેના ઉપર એકથી બાર સુધીના આંકડા છે. તેના ઉપર સામાન્ય સંખ્યા છે, અને રોમન સંખ્યા છે. ઘેર તેમને લખતાં શીખજે."

**બાપ**—તે પત્તું ક્યાં છે ગોપાલ ?

**ગોપાલ**—બાપા મારી પાસે મારા ગજવામાં છે. આ રહ્યું.

**બાપ**—હા, આ તો ઘણું શોભિતું પત્તું છે. હમણાંજ આ સંખ્યાઓ તું શીખવાનો છે ?

**ગોપાલ**—ના. બાપા, મારે હમણાં રમવું છે. એક કલાક સુધી હું બાગમાં રમીશ. પછી આ સંખ્યાઓને લખતાં શીખીશ.

**બાપ**—અરે ના ! તારા શિક્ષકે રમવાનું વળી તને કહ્યું છે ?

**ગોપાલ**—હા, અમારા શિક્ષકે કહ્યું, "છોકરાઓ જ્યારે દરરોજ

નિશાળેથી ઘેર જાઓ ત્યારે રમજો, ફરવા જજો, અથવા આમ તેમ દોડજો. તે તમને મજબુત બનાવશે અને સારા (તન્દુરસ્ત) રાખશે.

**બાપ**—તે તદ્દન ખરૂં છે. ગોપાલ હવે ચાલ્યો જા અને રમ. કાલે સવારમાં મારી પાસે આવજે, અને મને જોવા દેજે કે તને રોમન સંખ્યાઓ આવડે છે કે નહિ.

ઠંડો પવન વાય છે, ઉંડી નદી વહે છે;
સફેદ ગાય બરાડે છે, લીલું ઘાસ ઉગે છે.
સુંદર પક્ષીઓ ગાય છે, નિશાળનો ઘંટ વાગે છે,
મોટા છોકરાઓ વાતો કરે છે, અને નાના છોકરાઓ નિશાળમાં ફરે છે.

---

## 5 The Queen Empress=રાણી શહેનશાહબાનુ

Queen (ક્વીન)=રાણી.
Empress (એમ્પ્રેસ)=શહેનશાહ-બાનુ.
Mary (મૅરિ)=નામ છે.
Wife (વાઇફ)=પત્ની, સ્ત્રી.
Husband (હસબન્ડ)=ધણી, પતિ.
Eldest (એલ્ડેસ્ટ)=સૌથી મોટો.
Son (સન)=દીકરો.
Edward=(એડવર્ડ) નામ છે.
Prince of wales (પ્રિન્સ ઑફ વેલ્સ)=શહેનશા'નો વડો પુત્ર.
Prince (પ્રિન્સ)=રાજકુમાર.
May God bless our Queen =પરમેશ્વર અમારી રાણીનું કલ્યાણ કરજો.

આ ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડનાં રાણી અને હિન્દુસ્તાનનાં શહેનશાહબાનુ મૅરિ છે. તે પાંચમા જ્યોર્જનાં પત્ની છે. તે તેના પતિ સાથે ઇંગ્લેન્ડમાં રહે છે. તેમનો વડો દિકરો એડવર્ડ પ્રિન્સ આફ વેલ્સ છે.

પરમેશ્વર અમારી રાણીનું કલ્યાણ કરો.

## 6 The watch—ઘડીઆળ.

Watch (ર્વૅાચ)=નાનું ઘડીઆળ.
Good morning=સાહેબજી.
Last night (લાસ્ટનાઇટ)=ગઇ રાતે.
Last (લાસ્ટ)=છેલ્લું.
Looked at them=તપાસી ગયો.
That's right=That is right=તે સાચું છે.
I am glad to hear it=તે સાંભળીને મને આનંદ થયો છે.
Any Roman figure=કોઇ રોમન સંખ્યા.
Same (સેઇમ)=એજ જાતની, તેનીજ.
I have learnt=હું શીખ્યો છું.
From I to XII=એકથી બાર સુધી.
They go all round the watch=તેઓ ઘડીઆળની ચારે બાજુ જાય છે.
Any where (એનિ હ્વેર)=કોઇ જગ્યાએ.
Wrote (રોટ)=લખ્યું.
Black board=કાળું પાટીયું.
Anywhere else=બીજી કોઇ જગ્યાએ.
Think again (થિંક અગેઇન)=બીજી વખત વિચારો.

Clock (ક્લૅાક)=ભીંતે ટાંગવાનું ઘડીઆળ.
School room (સ્કૂલરૂમ)=નિશાળનો ઓરડો.
I did see=મેં જોઇ હતી.
Did not know=જાણ્યું નહિ.
A clock is the same thing as a watch=નાના ઘડીઆળ જેવુંજ મોટું ઘડીઆળ એક વસ્તુ છે.
Heavy (હેવિ)=ભારે, વજનદાર.
I put my watch in my pocket=હું મારૂં ઘડીઆળ મારા ગજવામાં મૂકું છું.
Marks (માર્કસ)=ચિન્હો.
Face (ફેઇસ)=ચંદો
Line (લાઇન)=દોરી.
Going all round it=તેની ચારે બાજુ જતી.
Circle (સર્કલ)=ગોળાકાર, કુંડાળું, વર્તુલ.
Low (લો)=નીચે.
Sixty (સિક્સ્ટિ)=સાઠ.
Black marks=કાળાં ચિન્હો.
Points (પૅાઇન્ટસ)=ટપકાં.
May count=ગણો.

પે ૪

Moving (મુવિંગ)=હાલતું, ફરતું.

Three black things=ત્રણ કાળી વસ્તુઓ.

Like (લાઇક)=જેવી.

Needles (નીડલ્સ)=સોયો.

That look=જે દેખાય છે.

That is running very fast =જે ઘણું જલ્દી ચાલે છે.

All round=ચારે બાજુ.

Needle (નીડલ)=સોય.

Very slowly (વેરિ સ્લોલિ)=ઘણી ધીમે.

There is also=પણ છે.

At all=બીલકુલ.

Hands=કાંટા.

Why are they called hands=તેમને કાંટા કેમ કહેવામાં આવે છે ?

They are called hands be· cause...............in the circle=તેમને કાંટા કહેવામાં આવે છે, કારણકે તે વર્તુલનાં કાળાં ચિન્હોને બતાવે છે.

The little one=નાનો એક.

That is running=જે દોડે છે.

Second hand (સેકન્ડહૅન્ડ)=સેકન્ડનો કાંટો.

Longest (લૉન્ગેસ્ટ)=સૌથી લાંબો.

Minute hand (મિનિટ હેન્ડ)= મિનિટ કાંટો.

You can just see it move= તમે તે હમણાંજ ફરતો જોઇ શકો છો.

Hour hand (અવર હૅન્ડ)=કલાક કાંટો.

It too is moving=તે પણ ફરે છે.

So slowly=એટલો ધીમે.

Not now=હમણાં નહિ.

Hear (હીયર)=સાંભળવું.

I hear your mother calling you=તારી મા તને બોલાવતી હું સાંભળું છું.

Breakfast (બ્રેકફાસ્ટ)=નાસ્તો.

Ready (રેડી)=તૈયાર.

Run off=દોડી જાઓ.

The table of time=વખતનું પ્રમાણ=વખતનું કોઠક.

Table (ટેબલ)=કોઠક.

When you are at school= જ્યારે તમે નિશાળમાં હો ત્યારે.

Tomorrow (ટુ મૉરો)=આવતી કાલે.

**ગોપાલ**—સાહેબજી બાપા! હવે મને રોમન આંકડા આવડ્યા છે. હું તેમને ગઇ રાતે ભણ્યો, અને આજે સવારે તેમને તપાસી ગયો. હવે હું તેમને વાંચી શકું છું.

**બાપ**—મારા દીકરા, એ બરાબર છે. હું તે સાંભળવા ઘણો રાજી છું. હવે અહીં આવ અને મારા ઘડીઆળ સામે જો. તું એની ઉપર કોઇ રોમન આંકડા જોઇ શકે છે.

**ગોપાલ**—હા. હું જે આંકડા ભણ્યો તેજ જોઇ શકું છું. તે બધા એકથી બાર ત્યાં છે. તે ઘડીઆળની ચારે બાજુ છે.

**બાપ**—ગઇ કાલે નિશાળમાં તેમને કોઇ ઠેકાણે તેં જોયા હતા?

**ગોપાલ**—અમારા માસ્તરે તેમને પાટીયા ઉપર લખ્યા હતા, અને મેં તેમને પત્તા ઉપર જોયા હતા. મેં તેમને બીજે કોઇ ઠેકાણે જોયા નથી.

**બાપ**—ફરીથી વિચાર કર. ત્યાં નિશાળના ઓરડામાં મોટું ઘડીઆળ છે?

**ગોપાલ**—અરે હા! હવે મને ખબર પડી. મોટા ઘડીઆળમાં આ આંકડા મેં જોયા હતા. પણ હું તે શું છે તે જાણતો નહતો.

**બાપ**—મોટું ઘડીઆળ ગજવામાં રાખવાના ઘડીઆળ જેવીજ વસ્તુ છે. પણ મોટું ઘડીઆળ મોટું અને વજનદાર હોય છે. ગજવાનું ઘડીઆળ નાનું હોય છે. તું જો, મારૂં ઘડીઆળ હું ગજવામાં મૂકું છું. મોટા ઘડીઆળના અને ગજવાના ઘડીઆળના ચંદા ઉપર એકજ જાતનાં ચિહ્નો છે.

**ગોપાલ**—બાપા, અને એ ચિહ્નો વિષે બધું મહેરબાની કરી કહેશો?

**બાપ**—મારા ઘડીઆળ સામું જો. તેની ચારે બાજુ ફરતી ત્યાં એક લીટી છે. એ લાઇનને આપણે વર્તુલ કહીએ છીએ. નીચે તું બીજું વર્તુલ જુએ છે. આ દરેક વર્તુલમાં સાઠ કાળાં ચિહ્નો અથવા ટપકાં છે. તને ગમે તો તું ગણી જો. પ્રયત્ન કર.

**ગોપાલ**—મોટા વર્તુલમાં હું ટપકાં ગણી શકું છું. પણ હું નાના વર્તુલમાં ભાગ્યેજ ટપકાં જોઇ શકું છું. તેઓ ઘણાં નાનાં છે.

**બાપ**—ઘડીઆળમાં કંઇ હાલતું તું જોઇ શકે છે?

**ગોપાલ**—હું ત્રણ કાળી સોયના જેવી દેખાતી વસ્તુઓ જોઈ શકું છું. એક સૌથી નાની ઘણી ઝડપથી નાના વર્તુલની ચારે બાજુ ફરે છે. ત્યાં એક લાંબી સોય છે જે મોટા વર્તુલની ચારે બાજુ ઘણી ધીમી ફરે છે. ત્યાં એક ત્રીજી સોય પણ છે. તેતો મુદ્દલેય ફરતી નથી.

**બાપ**—આ ત્રણ સોયો ઘડીઆળના કાંટા છે.

**ગોપાલ**—બાપા, એમને કાંટા કેમ કહેવામાં આવે છે?

**બાપ**—તેમને કાંટા કહેવામાં આવે છે, કારણું કે તેઓ વર્તુલનાં કાળાં ચિન્હોને બતાવે છે. નાનો જે બધાથી જલ્દી ફરે છે તે સેકંડ કાંટો છે. ત્રણમાં સૌથી મોટો મિનિટ કાંટો છે. તમે હમણાંજ તેમને ફરતા જોઇ શકો છો. ત્રીજો કલાક કાંટો છે. તે પણ ફરે છે; પણ તે એટલો ધીમો ફરે છે કે તું એને ફરતો જોઇ શકીશ નહિ.

**ગોપાલ**—ખરૂં! ખરૂં! બાપા, તમારા ઘડીઆળ વિષે વધારે કહેશો?

**બાપ**—મારા દીકરા હમણાં નહિ. તારી મા તને બોલાવતી હું સાંભળું છું. નાસ્તો તૈયાર થયો છે. નાસ્તો કરવા દોડ. જ્યારે તું આજે નિશાળે હોય ત્યારે વખતનું કોષ્ટક ગોખજે. કાલે સવારમાં મારી પાસે આવજે અને હું તને ઘડીઆળ વિષે વધારે કહીશ.

---

## 7. The Prince of Wales=પ્રિન્સ ઑફ વેલ્સ.

The Prince of Wales (પ્રિન્સ ઑફ વેલ્સ)=ઇગ્લેન્ડના રાજાના પાટવી કુંવરને પ્રિન્સ ઑફ વેલ્સ કહેવામાં આવે છે.
Yesterday (યસ્ટરડે)=ગઇ કાલે.
Showed (શોડ)=બતાવ્યું.
I showed you=મેં તને બતાવ્યું.
Picture (પિકચર)=ચિત્ર.
Before (બીફોર)=અગાઉ.
Cover (કવર)=પુંઠું.
Do you know=તમે જાણો છો?
Who it is=તે કોણ છે?

Eldest (એલ્ડેસ્ટ)=સૌથી મોટો.
If God will=જો ઇશ્વરની મરજી હશે તો.
Will be=થશે.
Prince (પ્રિન્સ)=રાજકુમાર.
We must pray=આપણે પ્રાર્થના કરવી જોઇએ.
To take care of him=તેની સંભાળ લેવાને,
Bless (બ્લેસ)=કલ્યાણ કરો.

**બાપ**—ગઇ કાલે મેં તને શહેનશાહ પાંચમા જ્યોર્જનું ચિત્ર બતાવ્યું હતું. આ રહ્યું બીજું ચિત્ર. તેં તેને અગાઉ જોયું છે.

**છોકરો**—હા બાપા; આ ચોપડીના પુંઠા ઉપર તે છે.

**બાપ**—તું જાણે છે તે કોણ છે?

**છોકરો**—ના, તે કોણ છે? મહેરબાની કરી મને કહો.

**બાપ**—આ ઍડવર્ડ પ્રિન્સ ઑફ વેલ્સ છે. તે રાજાના વડા દીકરા છે. હાલ તે રાજકુંવર છે. એક દિવસ જો ઇશ્વરની ઇચ્છા હશે તો તે રાજા થશે. આપણે ઇશ્વરને તેમનું કલ્યાણ કરવા પ્રાર્થના કરવી જોઇએ.

પ્રભુ પ્રિન્સ ઑફ વેલ્સનું કલ્યાણ કરો!

---

## 8. The Watch (Continued)=ઘડીઆળ (ચાલુ).

Continued (કન્ટિન્યુડ)=ચાલુ, જારી.
You would tell me (યુ વુડ ટેલ મી)=તમે મને કહેશો.
Would tell=કહેશો.
Said (સેઇડ)=કહ્યું.
All right (ઑલ રાઇટ)=ઘણું સારૂં, બરાબર.
Remember (રીમેમ્બર)=યાદ રાખવું.
I remember=મને યાદ છે.
I told you=તમને મેં કહ્યું હતું.
Something (સમથિંગ)=કંઇક ચીજ.
Indeed (ઇનડીડ)=ખરેખર.
I do—I do remember=મને યાદ છે.
You did=તમે કર્યું (તૈયાર).
Examine (એકઝામિન)=તપાસવું, પરીક્ષા લેવી,
Let me examine=મને પરીક્ષા લેવા દો.
Hours (અવર્સ)=કલાકો.

Twelve (ટવેલ્વ)=બાર.
Minutes (મિનિટસ)=મિનિટો.
How many minutes in an hour=એક કલાકની કેટલી મિનિટો.
Seconds (સેકન્ડઝ)=સેકંડો.
Well done (ઉવલે ડન)=શાબાશ.
Will hold (ઉવિલ હોલ્ડ)=ધરીશ.
Close to your ears=તારા કાન પાસે.
Hear (હીયર)=સાંભળવું.
Tick (ટિક)=ઘડીઆળનો ટિક ટિક અવાજ.
Says (સેઇઝ)=કહે છે.
Ticks (ટિકસ)=ટિક ટિક અવાજ કરે છે.
Sixty times (સિક્સ્ટિ ટાઇમ્સ)= સાઠ વખત.
From one black point=એક કાળા ટપકાથી.
Next (નેક્સ્ટ)=બીજા.
It goes all round=બધે ચક્કર મારે છે.
So (સો)=તેવી રીતે, તે પ્રમાણે.
As fast as=જેટલી ઝડપથી.
Very true=ઘણું સારૂં.
But it does move=પણ તે ફરેજ છે.
rom one figure to another=તે એક આંકડાથી બીજા ઉપર જાય છે.
Right Round (રાઇટ રાઉન્ડ)= બરાબર ગોળ.
Twelve time (ટવેલ્વ ટાઇમ)= બાર વખત.
It goes twelve times as fast=તે બાર વખત ઘણો જલ્દી ફરે છે.
That's right (थॅटस राइट)=તે ખરૂં છે.
What o'clock is it (ઉવૉટ ઓક-લોક ઇઝ ઇટ)=કેટલા વાગ્યા છે?
O'clock (ઓકલોક)=કલાક.
Mean (મીન)=અર્થ.
Short (શોર્ટ)=ટુંકું.
O'clock is the short for of the clock=ઘડીઆળના માટે ઑકલોક ટુંકો શબ્દ છે.
I mean (આઇ મીન)=હું સમજું છું.
What hour of the clock is it now=ઘડીઆળમાં હાલ કેટલા વાગ્યા છે?
What hour and what minute =કયો કલાક ને કયી મિનિટ?
Do point out=બતાવે છે.
Little after nine=નવ ઉપર જરા.

It is past nine=નવ વાગી ગયા છે.
Past nine (પાસ્ટ નાઇન)=નવ વાગી ગયા.
Quarter (ક્વોરટર)=એક ચતુર્થાંશ, ચોથો ભાગ.
It is quarter past nine=સવા-નવ વાગી ગયા છે.
Fifteen (ફિફ્ટીન)=પન્દર.
Cards (કાર્ડસ)=પત્તાં.
Is the picture of the face =ચંદાનું ચિત્ર છે.
I have not put in=મેં અંદર ગોઠવ્યો નથી.
Show them=તેમને બતાવજે.
How to tell the time=વખત કેવી રીતે કહેવા.
What (હ્વૅાટ)=શું.
You have to do=તમારે કર-વાનું છે.
Quick (ક્વિક)=ઝડપથી, ત્વરીત.
Do quick (ડુ ક્વિક)=ઝડપથી કરો.
Is passing away (ઇઝ પાસિંગ અવે)=વહી જાય છે, પસાર થાય છે.
Passing (પાસિંગ)=જતો. વહી જતો.
What you should do=તમારે જે કરવું જોઇએ.

ગોપાલ—બાપા હું આ રહ્યો. તમે મને કહ્યું હતું, કે આજે સવારે તમારા ઘડીઆળ સંબંધી વધારે કહેશો.

**બાપ**—બહુ સારૂં, મારા દીકરા, મને યાદ છે; પણ મેં તને કંઇ કર-વાનું કહ્યું હતું, તે તને યાદ છે ?

ગોપાલ—હા, બાપાજી, ખરેખર મને યાદ છે. વખત વિષે હવે મને બધું આવડે છે. ગઇ કાલે હું કોઇક શીખ્યો.

**બાપ**—તું શીખ્યો, શીખ્યો તું ? તારી પરીક્ષા લેવા દે. કલાક કેટલા હોય છે ?

ગોપાલ—દિવસના બાર કલાક હોય છે, અને રાતના બાર કલાક હોય છે.

**બાપ**—સારૂં, હવે મને કહે, એક કલાકની કેટલી મિનિટ હોય છે ?

ગોપાલ—કલાકની સાઠ મિનિટ હોય છે.

**બાપ**—મિનિટની કેટલી સેકંડો હોય છે ?

**ગોપાલ**—મિનિટની સાઠ સેકંડો હોય છે.

**બાપ**—શાબાશ ! હવે અહીં આવ. હું મારૂં ઘડીઆળ તારા કાન પાસે ધરીશ. તું શું સાંભળે છે ?

**ગોપાલ**—હું ટિક ટિક ટિક ટિક સાંભળું છું.

**બાપ**—હા, ઘડીઆળ ટિક ટિક બોલે છે. દરેક ટિક એક સેકન્ડ છે. એક મિનિટમાં સાઠ સેકંડો છે. એક મિનિટમાં ઘડીઆળ સાઠ વખત ટિક કરે છે.

**બાપ**—હવે લાંબા મિનિટ કાંટા તરફ જો. એક મિનિટમાં તે મોટા વર્તુલમાં એક કાળા ટપકા ઉપરથી બીજા ઉપર ફરે છે. એક કલાકમાં તે આખા ઉપર ફરી વળે છે.

**ગોપાલ**—હું સમજ્યો. એવી રીતે સેકંડ કાંટો મિનિટ કાંટાની ઝડપ કરતાં સાઠ ગણો વધારે જલ્દી ચાલે છે.

**બાપ**—ઘણું સાચું. હવે કલાક કાંટા તરફ જો. તું તેને ફરતો જોઇ શકશે નહિ, પણ એ ફરેજ છે. એક કલાકમાં તે એક આંકડાથી બીજા આંકડા ઉપર જાય છે. બાર કલાકમાં તે બરાબર ગોળ ફરી રહે છે.

**ગોપાલ**—ત્યારે મિનિટ કાંટો બાર આંકડા ઉપર ગોળ ફરે છે, જ્યારે કલાક કાંટો એક આંકડાથી બીજા ઉપર જાય છે. તે બાર ગણી જેટલી ઝડપથી ફરે છે.

**બાપ**—એ ખરૂં છે, મારા ઘડીઆળ સામું જો. કેટલા વાગ્યા છે ?

**ગોપાલ**—કલાક એટલે શું ?

**બાપ**—ઘડીઆળ માટે "ઑકલૉક" ટૂંકો શબ્દ છે. જ્યારે હું કહું કે "કેટલા વાગ્યા છે" ત્યાં હું એમ સમજું છું કે ઘડીઆળમાં કેટલા થયા છે. કયો કલાક અને કયી મિનિટ છે, તે કલાક કાંટો અને મિનિટ કાંટો બતાવે છે.

**ગોપાલ**—હું કેટલા વાગ્યા છે તે કહી શકતો નથી.

**બાપ**—કલાક કાંટો નવ ઉપર કંઈક બતાવે છે. એટલે એ નવ ઉપર થયા છે. મિનિટ કાંટો વર્તુલનો ચોથો ભાગ બતાવે છે. એટલે સવાનવ વાગ્યા

છે. કલાકનો ચોથો ભાગ પન્દર મિનિટનો છે. હવે આ પત્તાં તરફ જો. મેં તે તારા માટે બનાવ્યાં છે. દરેક પત્તું મોટા ઘડીઆળના ચંદાના ચિત્રનું છે. ત્યાં કલાક કાંટા છે અને મિનિટ કાંટા છે. મેં તેમાં સેકંડ કાંટા ગોઠવ્યો નથી. તેને નિશાળે લઇ જજે અને તારા શિક્ષકને બતાવજે. એ તને વખત કેમ કહેવો તે કહેશે. હવે ચાલો નાસ્તો કરવા જઇએ.

મોટું ઘડીઆળ કહે છે ટિક ટિક ટિક ટિક! તમારે જે કરવું હોય તે જલ્દી કરો. વખત ઘણો ઝડપથી પસાર થાય છે. તમારે જે કરવું હોય તે આજેજ કરો.

---

## 9. The Postman—ટપાલી.

Postman (પોસ્ટમૅન)=ટપાલી.
Ananta (અનંત)=છોકરાનું નામ.
Nine years old=નવ વર્ષની ઉંમરનો.
He had always lived=તે હંમેશાં રહ્યો હતો.
Always (ઑલ્વેઝ)=હમેશાં.
Had (હૅડ)=હતો.
Lived (લિવ્ડ)=રહ્યો.
Village (વિલેજ)=ગામડું, ગામ.
Came (કેઇમ)=આવ્યો.
To stay (ટુ સ્ટે)=રહેવાને.
Cousin (કઝિન)=કાકાનો છોકરો, ભાઇ.
Called (કૉલ્ડ)=કહેતો.
When he got to Poona (ઉવ્હેન હી ગૉટ ટુ પુના)=જ્યારે તે પુના પહોંચ્યો.
Was very tired=ઘણો થાક્યો હતો.
It was late=મોડુ થયું હતું.
In the evening=સાંજે.
Ate (એઇટ)=ખાધું.
Went to bed=સુઇ ગયો.
Slept (સ્લેપ્ટ)=ઊંઘ્યો,
Soundly (સાઉન્ડલિ)=ઘસઘસાટ.
All night=આખી રાત.
Next morning=બીજે સવારે,
He got up early=તે વહેલો ઊઠ્યો,
Had washed (હૅડ વૅશ્ડ)=ધોઇ નાખ્યા, ધોયા.
Washed (વૅાશ્ડ)=ધોયા.
Dressed (ડ્રેસ્ડ)=પહેર્યું,
Front (ફ્રન્ટ)=આગલી.
Room (રૂમ)=ઓરડો.

Front door (ફ્રન્ટ ડોર)=આગલું બારણું.
Was open=ખુલ્લું હતું.
Standing out (સ્ટેન્ડિંગ આઉટ)=બહાર ઉભેલો.
Before (બીફોર)=આગળ.
Who is he=તે કોણ છે ?
What does he want=તેને શું જોઇએ છીએ ?
Have you never seen=તમે કદી જોયો નથી ?
Seen (સીન)=જોયો.
That is the postman=એ ટપાલી છે.
Is holding out=ધરી રહ્યો છે.
Letter (લૅટર)=કાગળ.
Has brought (હૅઝ બ્રૉટ)=આણ્યો છે.
Brought (બ્રૉટ)=આણ્યો.
He has written=(હી હૅઝ રિટન) તેણે લખ્યો છે.
Written (રિટન)=લખ્યો.
He is holding something with his left hand=તે તેના ડાબા હાથે કંઇક પકડી રાખે છે.
Brown (બ્રાઉન)=ભુખરો રંગ, ભુખરા રંગનું.

Leather (લૅધર)=ચામડું.
Bag (બૅગ)=કોથળી, થેલી.
It is held up (ઇટ ઇઝ હૅલ્ડ અપ)=તે ભેરવી છે, લટકાવી છે.
Held (હેલ્ડ)=ભેરવી, લટકાવી.
Strap (સ્ટ્રૅપ)=ચામડાનો પટો.
Shoulder (શૉલ્ડર)=ખભો.
It goes over his shoulder=તેના ખભા ઉપર થઇને જાય છે.
Inside (ઇનસાઇડ)=અંદર.
Full of letters=કાગળોથી ભરેલી છે.
Is taking=લઇ જાય છે.
Here sir, is a letter for you=આ રહ્યો, તમારો કાગળ સાહેબ.
Thank you=તમારો આભારી છું.
Only (ઑન્લિ)=ફક્ત.
That is all today=આજે માત્ર તેજ છે.
This letter is from father to me=પિતાજીનો આ કાગળ મારા ઉપર છે.
Wrote (રોટ)=લખ્યો.
Last night (લાસ્ટ નાઇટ)=ગઇ રાત્રે.
Did pay (ડિડ પે)=આપવું પડયું, આપ્યું.

To bring (ટુ બ્રિંગ)=લાવવાને.
Put (પુટ)=મારો, લગાડ્યો.
Stamp (સ્ટૅમ્પ)=ટિકિટ.

Put a stamp (પુટ એ સ્ટૅમ્પ)= ટિકિટ લગાવી.

Anna stamp (આના સ્ટૅમ્પ)= આનાની ટિકિટ.

Read (રીડ)=વાંચવું, વાંચો.

You too may look at it= તમે વળી તેના તરફ જુઓ.

English (ઇંગ્લિશ)=અંગ્રેજી.
Bombay (બૉમ્બે)=મુંબાઇ.
May (મે)=મહિનાનું નામ.
My dear boy=મારા વ્હાલા દીકરા.

I write to tell you=હું તને લખી જણાવું છું.

We got to Bombay=અમે મુંબાઇ પહોંચ્યા.

At three o'clock (એટ થ્રી ઑકલૉક)=ત્રણ વાગે.
Hot (હૉટ)=ગરમી, તાપ.
It is very hot here=અહીયાં ઘણી ગરમી પડે છે.

Think (થિંક)=વિચાર કરવો, ધારવું.
Rain (રેઇન)=વરસાદ વરસવો, વરસાદ.

It will rain=વરસાદ વરસશે.
Cloudy (ક્લાઉડિ)=વાદળાંવાળું.
Quite well (ક્વાઇટ વેલ)=તદ્દન સાજાંતાજાં.

Let me know=મને જણાવજે.
How (હાઉ)=કેવા.
Shop (શૉપ)=દુકાન.
Buy (બાય)=ખરીદ કરવું.
I am very busy=મારે ઘણું કામ છે.

Busy (બીઝિ)=ઉદ્યોગી.

I have many letters to write=મારે ઘણા કાગળ લખવાના છે.

When we shall come back= અમે જ્યારે પાછા આવીશું.

Good bye (ગુડબાય)=સાહેબજી, અંગ્રેજીમાં છુટા પડતી વખતે આ શબ્દો કહેવામાં આવે છે.

Love (લવ)=પ્રેમ.

Give my love to your sister...=તમારી બ્હેનોને, બાઇઓને, અન્તુને વિ. ને મારો પ્રેમ પાઠવજો.

Staying (સ્ટેઇંગ)=રહેતો.

Our house=આપણે ઘેર.

Loving (લવિંગ)=પ્રેમાળ, હેતાળ.

અનંત નવ વર્ષની ઉંમરનો નાનો છોકરો હતો. તે હંમેશાં ગામડામાં રહેતો હતો. તેના ભત્રિજા ગોવિંદ સાથે તે પુનામાં રહેવા આવ્યો. તે ગોવિંદને ગન્ડુ કહેતો હતો અને ગોવિંદ તેને અન્તુ કહેતો હતો.

પુના પહોંચ્યો ત્યારે તે ઘણો થાકી ગયો હતો. સાંજના મોડું થયું હતું. તેણે થોડો ખોરાક ખાધો અને સૂઇ ગયો. રાત્રે તે ઘસઘસાટ ઉંઘ્યો. બીજી સવારે તે વહેલો ઉઠયો. જ્યારે તે નાહ્યો અને કપડાં પહેર્યાં ત્યારે તે ઘરના ઓરડાના આગલા ભાગમાં તેના ભત્રિજા મનુ સાથે ગયો. આગલું બારણું ઉઘાડું હતું.

**અન્તુ**—બારણા આગળ એક માણસ ઉભેલો હું જોઉં છું. ગંડુ એ કોણ છે? તેને શું જોઇએ છે?

**ગંડુ**—અરે અન્તુ! તેં કદી ટપાલીને જોયો નથી? એતો ટપાલી છે.

**અન્તુ**—એના હાથમાં એ શું પકડી રહ્યો છે?

**ગંડુ**—એનો કાગળ છે. ભાઇને માટે અથવા મારે માટે તેણે તે આણ્યો છે. બાપા મુંબઇમાં છે. તેમણે અમને લખ્યો છે.

**અન્તુ**—તે શું ઉંચકી જાય છે? તેના ડાબા હાથે એ કંઇ પકડી રહ્યો છે.

**ગંડુ**—એ ભુખરી ચામડાની કોથળી છે. તે ચામડાની પટ્ટીથી ભરવાએલી છે. તે તેના ગળાની ઉપર જાય છે.

**અન્તુ**—તે કોથળીમાં શું હશે?

**ગંડુ**—અરે, કોથળીનો કાગળોથી ભરેલી છે. તે તેમને બીજાં ઘરોએ લઇ જાય છે.

**ટપાલી**—સાહેબ, આ રહ્યો તમારો કાગળ.

**ગંડુ**—તમારો આભારી છું. અમારા ઘર માટે આજે આ એકજ પત્ર છે?

**ટપાલી**—હા, સાહેબ, આજે એજ છે. સાહેબજી.

**ગંડુ**—સાહેબજી. હા, આ કાગળ બાપાનો મારા ઉપર છે. ગઇ રાતે તેમણે તે લખ્યો છે.

અન્તુ—ગંડુ, તમારા બાપાએ ટપાલીને આ કાગળ અહીંયાં લાવવાને શું આપ્યું ?

ગંડુ—અરે નહિ ! કાગળ ઉપર ટિકિટ મારી છે. આ રહી તે, તેના સામું જુઓ. તે એક આનાની ટિકિટ છે.

અન્તુ—એ ટિકિટ ઉપર ચિત્ર શેનું છે ?

ગંડુ—હિંન્દુસ્તાનના શહેનશાહ પાંચમા જ્યોર્જના માથાનું એ ચિત્ર છે.

અન્તુ—ગંડુ તમારો કાગળ વાંચો.

ગંડુ—હા, હું વાંચીશ. તમારી ઇચ્છા હોયતો તમે વળી તે જુઓ. હું જાણું છું, કે તમે અંગ્રેજી વાંચી શકતા નથી.

---

આ મારા બાપનો કાગળ છે.

મુંબાઇ.

મે. ૧૫, ૧૯૧૧.

મારા વહાલા દીકરા,

હું તને લખી જણાવું છું, કે ગઈ કાલે ત્રણ વાગે અમે મુંબાઇ પહોંચ્યા. અહીંયાં ઘણી ગરમી પડે છે. હું ધારૂં છું કે આજે રાત્રે વરસાદ વરસશે. વાદળાં ઘેરાયાં છે. હું ને તારી મા તદ્દન સારાં છીએ. ઘર આગળ બધાની તન્દુરસ્તી કેવી છે તે તું મને લખીને જણાવજે. આવતી કાલે હું દુકાને જઇશ, અને તારા માટે કેટલીક ચોપડીઓ ખરીદીશ. આજે હું ઘણા કામમાં છું. મારે ઘણા કાગળો લખવાના છે. અમે ક્યારે પાછાં આવવાનાં છીએ તે હું તને ફરીથી લખી જણાવીશ. સલામ, તારી બહેન, ભાઇ ને અન્તુ જે આપણા ઘરમાં રહે છે, તેમને મારો પ્રેમ પાઠવજે.

હું છું, તમારો પ્રેમી

પિતા.

## 10. Talking-વાતચીત.

Talking (ટૉકિંગ)=વાત કરવી તે.
Often (ઑફ્ન)=વારંવાર.
I've been (આઇવ બીન)=હું છું.
I'm sure (આઇમ સ્યોર)=મારી ખાત્રી છે.
I'll do (આઇલ ડુ)=હું કરીશ.
You've said (યુવ સેઇડ)=તમે કહ્યું છે.
Twice (ટવાઇસ)=બે વખત.
You'll get (યુલ ગેટ)=તમે પહોંચશો.
Soon (સુન)=જલદી.
He's six (હીઝ સિક્સ)=તે છ (વર્ષનો) છે.
He'll soon be here (હીલ...)= તે જલ્દી અહીંયાં આવશે.
We've worked (વીવ વર્કડ)= અમે કામ કર્યું છે.
Isn't (ઇઝન્ટ)=નથી.
That's (ધૅટસ)=તે છે.
What's (વ્હોટસ)=શું છે?
Who's (હુઝ)=કોણ છે.
Don't go (ડોન્ટ ગો)=જતા ના.
Can't wait (કાન્ટ વેઇટ)= રાહ જોઇ શકતો નથી.
Won't come (વોન્ટ કમ)= આવશે નહિ.
Shan't have (શાન્ટ હેવ)= મળશે નહિ.
Here's (હીયર્સ)=અહીં છે, આ રહ્યું.
There's (ધેઅર્સ)=ત્યાં છે, પેલું રહ્યું.
Where's (વ્હેર્સ)=ક્યાં છે.
Hasn't gone (હેઝન્ટ ગૉન)= ગયો નથી.
It's too late (ઇટસ ટુ લેઇટ)= ઘણું મોડું થયું છે.

વાત કરવામાં આપણે વારંવાર કહીએ છીએ:—

હું ત્યાં વારંવાર ગયોછું.
મને ખાત્રી છે કે તે આવ્યો.
જો બની શકશે તો હું કરીશ.
તમે એવું બે વખત કહ્યું છે.
ત્યાં તમે જલ્દી પહોંચી જશો.
તે છ વરસનો છે.
તે હમણાંજ અહીં આવશે.
આપણે ઘણું સખત કામ કર્યું છે.
તે મારી ચોપડી નથી.
તે સાચું છે.
તમારૂં નામ શું છે?
ત્યાં કોણ છે?
ત્યાં જશો નહિ.
હું વધારે વાર રાહ જોઇ શકતો નથી.

તે અહીં આવશે નહિ.
તમને આ મળશે નહિ.
અહીંઆં સુંદર ઝાડ છે.
અહીં કોઇ નથી.

મારી ટોપી ક્યાં ?
તે હજી ગયો નથી.
બહાર જવાને ઘણું મોડું થયું છે.

## 11. The Coco-nut—નાળીએર.

Coco-nut (કોકોનટ)=નાળીએર.
Coco-nut tree (કોકોનટ ટ્રી)= નાળીએરીનું ઝાડ.
Very tall (વેરિ ટૉલ)=ઘણું ઉંચું.
Branches (બ્રાન્ચિઝ)=શાખાઓ, ડાળીઓ.
At the top (ઍટ ધી ટૉપ)= માથે, ટોચે.
Long Leaves (લૉન્ગ લીવ્ઝ)= લાંબાં પાંદડાં.
Useful (યુઝફુલ)=ઉપયોગી.
Every part (એવરિ પાર્ટ)=દરેક ભાગ
Part (પાર્ટ)=ભાગ.
Of use (ઑફ યુઝ)=ખપનો, ઉપયોગનો.
Cut (કટ)=કાપો.
Open (ઓપન)=ઉઘાડો.
Green (ગ્રીન)=લીલું.
Skin (સ્કિન)=છાલ.
Nut (નટ)=ફળ, ગર.
Coir (કોઇર)=કાથો.
Is dried (ઇઝ ડ્રાઇડ)=સૂકવવામાં આવે છે.
Brown (બ્રાઉન)=ભૂખરાં.
Rope (રોપ)=દોરડાં.
Shell (શેલ)=કાછલું, છોડું.
It is dried in the sun= તડકામાં સૂકવવામાં આવે છે.
Gets brown=ભુખરૂં થાય છે.
Is ripe (ઇઝ રાઇપ)=પાકટ થાય છે.
Pieces (પીસીઝ)=કકડા.
Is cut (ઇઝ કટ)=કાપવામાં આવે છે, કાપે છે, કપાય છે.
Each piece (ઇચ પીસ)= દરેક કટકો.
Is used (ઇઝ યુઝડ)=વપરાય છે.
As a cup=પ્યાલા તરીકે.
Long handle=લાંબો હાથો.
Is put to it=તેને બેસાડવામાં આવે છે.
Ladle (લેડલ)=ડોઇઓ, કડછો.
Sweet water (સ્વીટ વાટર)= મીઠું પાણી.

Nice to drink=પીવાને મઝેદાર.
Nearly (નીયર્લિ)=લગભગ.
All the water dries up=
બધું પાણી સૂકાઇ જાય છે.
Side by side=પાસે પાસે.
How much=કેટલું વધારે.
Larger (લારજર)=વધારે મોટું.
The skin makes it larger–
છાલ તેને મોટું બનાવે છે.
Stalk (સ્ટૅાક)=ડીંટું.
Hangs (હૅન્ગ્ઝ)=લટકે છે.
Break (બ્રેક)=તોડો, ભાગો.
Kernal (કરનલ)=કોપરૂં, ગર.
Sweet-meat (સ્વીટમીટ)=મિઠાઇ.
It is made into sweet
meat–તેની મિઠાઇ બનાવવામાં
આવે છે.

The kernal is dried in the
sun=સૂર્યના તાપમાં કોપરાને
સૂકવવામાં આવે છે.
Milky (મિલ્કિ)=દૂધ જેવું.
Juice (જ્યુસ)=રસ.
Turns (ટર્ન્સ)=ફરે છે, બદલાય છે.
Oil (ઑઇલ)=તેલ.
Copra (કોપ્રા)=કોપરૂં.
Is ground=(ઇઝ ગ્રાઉન્ડ)=
દળવામાં આવે છે.
Mill (મિલ)=ચક્કી.
Is pressed (ઇઝ પ્રેસ્ડ)=દબાવવામાં
આવે છે, પિસવામાં આવે છે.
Is pressed out=દબાવીને બહાર
કાઢવામાં આવે છે.

નારીએળીનું ઝાડ ઘણું ઉંચું હોય છે. તેને ડાળીઓ હોતી નથી, પણ ઝાડની ટોચે મોટાં લાંબાં પાન હોય છે.

તે ઘણું ઉપયોગી છે. આ ઝાડનો દરેક ભાગ ઉપયોગી છે. કાપો અને ઉઘાડો એક લીલા નાળીએરને. તેને ઘણી જાડી છાલ છે. અંદર તમે ફળ જોશો. જાડી છાલને કાથી (ચોટલી) કહેવામાં આવે છે. તેને સૂર્યના તડકામાં સૂકવવામાં આવે છે, અને તેમાંથી ભુખરાં દોરડાં બનાવવામાં આવે છે.

ફળને સખત કાચલું હોય છે. આ કાચલું જ્યારે ફળ પાકું થાય છે ત્યારે ભુખરૂં થાય છે. તેના બે કટકા કરવામાં આવે છે. દરેક કટકો પ્યાલા તરીકે વાપરવામાં આવે છે. એક લાંબો હાથો તેને લગાડવામાં આવ્યો છે અને તેને ડોઇઓ કહેવામાં આવે છે.

લીલું નાળીએર મીઠા પાણીથી ભરેલું હોય છે. તે પીવામાં મઝેદાર છે. જ્યારે ફળ પાકે છે ત્યારે લગભગ બધું પાણી સુકાઇ જાય છે.

અહીંયાં એક લીલા નાળીએરનું અને એક સૂકા નાળીએરનું પાસે પાસે ચિત્ર છે. પાકા કરતાં લીલું નાળીએર જુઓ કેટલું બધું મોટું છે. છાલ તેને મોટું બનાવે છે. લીલા નાળીએરને માથે દીંટું છે. ઝાડને તે દીંટાથી લટકી રહે છે.

પાકા ફળની કાચલી ભાગો. શું જુઓ છો? અંદર સફેદ ને મીઠું કોપરૂં છે. તે ખાવાને મઝાનું છે. તેમાંથી મિઠાઇ બનાવવામાં આવે છે. કોપરાને તાપમાં સૂકવવામાં આવે છે. સફેદ દુધવાળો પદાર્થ તેલમાં ફેરવાઇ જાય છે. પછી ફળને કોપરૂં કહેવામાં આવે છે. તેને ઘંટીમાં પીસવામાં આવે છે, અને દબાવીને તેલ કાઢવામાં આવે છે.

---

## 12. The Post-Box=ટપાલની પેટી

Post-Box (પોસ્ટ બૉક્સ)=ટપાલની પેટી.
Where are you=તમે ક્યાં છો?
What is it=તે શું છે?
Written (રિટન)=લખેલો (ભૂતકૃદંત)
Just written=હમણાંજ લખેલો.
Reply (રીપ્લાય)=જવાબ.
Father wrote=બાપે લખ્યો.
Would you like to see it=તમને તે જોવાને ગમે?
Poona (પુના)=શહેરનું નામ.
Thank (થૅન્ક)=ઉપકાર માનું છું.
Kind letter (કાઇન્ડ લેટર)=માયાળુ પત્ર.
Came (કેઇમ)=આવ્યો.
Early in the morning=સવારમાં વહેલો.
Rained (રેઇન્ડ)=વરસાદ વરસ્યો.
Last night=ગઇ રાતે.
Today=આજે.
It is quite cool (ઇટ ઇઝ ક્વાઇટ કુલ)=ઠીક ઠંડક છે.
Cool (કુલ)=ઠંડું, ઠંડક.
Had (હેડ)=થયું હતું.
Bad (બૅડ)=ખરાબ.
Headache (હેડએક)=માથું દુઃખવું.
Bad headache=સખત માથું દુઃખવું તે.
Quite well=તદ્દન સાજો.
So am I=હું પણ તેમજ છું.
Hope (હોપ)=આશા રાખું છું, આશા રાખવી.
Will bring me (ઉવિલ બ્રિંગ મી)=મારે માટે લાવશો.

Nice books (નાઇસ બુકસ)= સુંદર ચોપડીઓ.
Same (સેઇમ)=તેવીજ.
With love from all of us= અમારા બધાના સ્નેહવન્દન.
Affectionate (એફેકશનેઇટ)=હેતાળ. વ્હાલો.
I am glad=હું ખુશ થયો છું.
What are you going to do= હવે તમે શું કરવાના છો?
I will put it into=હું તેને બીડીશ.
Envelope (એન્વેલપ)=પરબીડીયું.
Then post it (ધેન પોસ્ટ ઇટ)= પછી ટપાલમાં નાખીશ.
See here it is all ready=જુઓ, આ બધું તેયાર છે.
Mr. (મિસ્ટર)=Mister નો ટૂંકામાં લખેલો શબ્દ.
Fort Road (ફોર્ટ રોડ)=ફોર્ટ રસ્તો.
Writing (રાઇટિંગ)=અક્ષર.
Address (ઍડ્રેસ)=સરનામું.
Line (લાઇન)=લીટી.
Next (નેકસ્ટ)=બીજી.
Road (રોડ)=જગ્યા, રસ્તો.
Is living (ઇઝ લિવિંગ)=રહે છે.
Number (નંબર)=ક્રમાંક સંખ્યા.
Of the house=ઘરનો.
Town (ટાઉન)=શહેર.
Third (થર્ડ)=ત્રીજો.
Must have=હોવો જોઇએ.
Like this=આના જેવું.
Shows=બતાવે છે.
Where to take it=તે કયાં લઇ જવો.
Post the letter=ટપાલમાં કાગળ નાખવો.
Come along=ચાલની.
You have not put on=તમે પહેર્યા નથી.
To put on=પહેરવું.
Shoes (શુઝ)=જોડા.
With bare feet (વિથ બેર-ફિટ)=ઉઘાડા પગે.
Bare (બેર)=ઉઘાડા.
Like that=એ પ્રમાણે.
Must run off=નીકળવુ જોઇએ.
At once (ઍટ વન્સ)=એકદમ.
We shall be late=આપણે મોડા થઇશું.
No time to lose=ગુમાવવાને વખત નથી.
Takes away=લઇ જાય છે.
At two O'clock=બે વાગે.
It is now three minutes to two=બેમાં ત્રણ મિનિટ ઓછી છે.

Three minutes to two=બેમાં ત્રણ મિનિટ ઓછી.

Ran off=દોડી ગયા.

To the post=ટપાલમાં.

Together (ટુગેધર)=સાથે.

Hole (હોલ)=કાણું, બાકું.

Above (ઍબવ)=ઉપર.

Word (વર્ડ)=શબ્દ.

May know=જાણે.

Post office (પૉસ્ટ ઑફિસ)=ડાક ઘર, ટપાલ ઑફિસ.

Will bring (વિલ બ્રિંગ)=લાવશે.

They will be put=તેમને મૂકવામાં આવશે.

Large bags=મોટી કોથળીઓમાં.

They will be taken=તેમને લઇ જવામાં આવશે.

Railway (રેલ્વે)=આગગાડી.

Will be sent (વિલ બી સેન્ટ) =મોકલવામાં આવશે.

To many places (ટુ મૅનિ પ્લેસીઝ)=ઘણી જગ્યાએ.

All over India (ઑલ ઓવર ઇન્ડીઆ)=આખા હિન્દુસ્તાનમાં.

ગંડુ—અંતુ, અંતુ, તું ક્યાં છે?

અંતુ—આ રહ્યો હું. શું છે?

ગંડુ—બાપાએ લખેલા કાગળનો જવાબ મેં હમણાંજ લખ્યો છે. તને તે જોવા ગમે?

અંતુ—હા! હા! મને તે જોવા દે.

ગંડુ—આ રહ્યો.

પુના, મે ૧૭, ૧૯૧૧.

મારા વહાલા પિતાશ્રી,

તમારા માયાળુ પત્ર માટે હું તમારો ઉપકાર માનું છું. તે મને સવારમાં વહેલો મળ્યો. ગઇ રાતે વરસાદ વરસ્યો અને તદ્દન ઠંડક થઇ છે. ગઇ કાલે સીતાનું સખત માથું દુઃખતું હતું; પણ હવે તે ફરીથી તદ્દન સાજી થઇ છે. અન્તુ પણ તદ્દન સાજો છે અને એજ પ્રમાણે હું છું. હું આશા રાખું છું કે જ્યારે તમે પાછા આવો ત્યારે તેવીજ સારી ચોપડીઓ લેતા આવશો.

સાહેબજી વહાલા પિતાશ્રી. અમારા બધાના સ્નેહવંદન.

હું છું, તમારો વહાલો દીકરો

ગંડુ.

અંતુ—હું સાજો હતો એમ તેં લખ્યું તેથી હું ખુશ છું. હવે તે પત્રને તું શું કરવાનો છે ?

ગંડુ—તેને એક પરબીડીઆમાં બીડીશ અને પછી ટપાલમાં નાખીશ. જો આ રહ્યું બધું તૈયાર.

મી. પી કે. નારાયણરાવ.
નંબર ૧૦૦ ફૉર્ટ રોડ,
મુંબાઇ.

અંતુ—પરબીડીઆ ઉપર પેલા શેના અક્ષરો છે?

ગંડુ—એ તો સરનામું છે. પહેલી લીટીમાં મેં મારા બાપનું નામ લખ્યું, બીજી લીટીમાં ઘરનો નંબર અને જે જગ્યાએ તેઓ રહે છે તે જગ્યાનું નામ લખ્યું અને ત્રીજી લીટીમાં શહેરનું નામ મેં લખ્યું. દરેક પત્રને આ પ્રમાણે સરનામું હોય છે. સરનામું પત્ર ક્યાં લઇ જવો તે ટપાલીને બતાવે છે. હવે મારે જવું જોઇએ ને ટપાલમાં કાગળ નાખવો જોઇએ.

અંતુ—હું તારી સાથે આવું ગંડુ ?

ગંડુ—અરે હા ! ચાલની, આપણે નીકળવુંજ જોઇએ ?

અંતુ—પણ, ગંડુ, તેં તારા જોડા તો પહેર્યા નથી. આ પ્રમાણે ઉઘાડા પગે તું બહાર જાય છે ?

ગંડુ—આપણે એકદમ દોડી જવું જોઇએ. નહિતો આપણે મોડા થઇશું. મારે વખત ગુમાવવાનો નથી. ટપાલી બે વાગે પેટી આગળ આવે છે અને કાગળો લઇ જાય છે. હવે ફક્ત બેમાં ત્રણજ મિનિટ ઓછી છે. આપણે દોડી જવું જોઇએ. પછી બન્ને છોકરા ટપાલની પેટી તરફ દોડયા. ત્યાં તમે તેમને ચિત્રમાં જુઓ છો. ગંડુ હમણાંજ પેટીના કાણામાંથી કાગળ નાખે છે. તેની ઉપર એક શબ્દ "કાગળો," છે. જેથી દરેક જાણે કે ક્યાં પત્ર નાખવો.

અંતુ—ટપાલી કાગળોને શું કરશે ?

ગંડુ—તેમને તે પોતાના મોટા કોથળામાં નાખશે અને મોટી ટપાલ ઓફિસે તેમને લઇ જશે. આવી રીતે બીજા કેટલાય ટપાલીઓ બીજી પેટી-

ઓમાંથી કાગળો લાવશે. પછી તેમને મોટા કોથળાઓમાં ભરવામાં આવશે, આગગાડી ઉપર લઇ જવામાં આવશે, અને આખા હિન્દુસ્તાનમાં મોકલવામાં આવશે.

---

## 13. The Moon=ચંદ્રમા.

Moon (મૂન)=ચંદ્રમા.
Look at=ની તરફ જુઓ.
She=તે (ચંદ્રમા).
Is shining (ઇઝ શાઇનિંગ)=પ્રકાશે છે.
So high (સો હાઇ)=એટલે ઉંચે.
O, mother=ઓ મા.
She looks=તે દેખાય છે.
Like (લાઇક)=જેવો.
Lamp (લૅમ્પ) દીવો.
Like a lamp in the sky= આકાશમાં દીવા જેવો.
Last week (લાસ્ટ વીક)=ગએ અઠવાડીએ.
She was Smaller=તે વધારે નાની હતી.
Shaped (શેઇપ્ડ)=આકારવાળો હતો.
Bow (બો)=કામઠું, ધનુષ્ય.
But now=પણ હવે.
Grown (ગ્રોન)=ઉગ્યો.
She's grown (શીઝ ગ્રોન)=તે વધ્યો છે, તે થયો છે.
Bigger (બિગર)=વધારે મોટો.
Round (રાઉન્ડ)=ગોળ.
Like an O (લાઇક ઍન ઓ)= 'ઓ'ના જેવો.
Made (મેઇડ)=બનાવ્યા.
To rule (ટુ રૂલ)=રાજ્ય કરવાને.
They too=તેઓ વળી.

અરે! ચંદ્રમા સામું જો, તે એટલે ઉંચે પ્રકાશે છે, કે અરે મા, તે આકાશમાં દીવા જેવો દેખાય છે.

ગયે અઠવાડીએ તે વધારે નાનો હતો, અને ધનુષ્ય જેવો આકારમાં હતો, પણ હવે તે મોટો ને મોટો, ગોળ ઓ (O) ના જેવો થયો છે.

પરમેશ્વરે સૂર્યને દિવસ ઉપર રાજ્ય કરવા બનાવ્યો. પરમેશ્વરે ચંદ્રને રાતે રાજ્ય કરવા બનાવ્યો. પરમેશ્વરે તારાઓને બનાવ્યા. તેઓ પણ રાતે અજવાળું આપે છે.

---

## 14. A Girls' School=કન્યાશાળા.

Girls' (ગર્લ્સ)=છોકરીઓની, કન્યાઓની.

School (સ્કૂલ)=નિશાળ, શાળા.

As the bell rings, (ઍઝ ધી બૅલ રિંગ્ઝ)=જેવો ઘંટ વાગે છે.

Come walking=ચાલતી આવે છે.

Rings (રિંગ્ઝ)=વાગે છે.

Each of them=તેમાંની દરેક.

Brings (બ્રિંગ્ઝ)=લાવે છે.

To hold (ટુ હોલ્ડ)=રાખવાને.

Clean room=ચોકખો ઓરડો.

Window (વિન્ડો)=બારી.

To let in the air=અંદર હવા આવવાને.

Wind (ઉવિન્ડ)=પવન.

Blows (બ્લોઝ)=વાય છે.

Very hard=ઘણો સખત.

Is shut=વાસી દેવામાં આવે છે.

Stand up=ઉભી રહે છે.

To Read=વાંચવાને.

And hears the girls read=છોકરીઓને વાંચતી સાંભળે છે.

To read slowly=ધીમેથી વાંચવાને.

Carefully (કેઅરફુલી)=કાળજીથી, ધ્યાન દઈને.

Spell (સ્પેલ)=જોડણી કરવી.

He makes them spell=તે તેમની પાસે જોડણી કરાવે છે.

Hard words=અઘરા શબ્દો.

Black board=પાટીયું.

Chalk (ચૅાક)=ખડી, ચાક.

Copy books (કૉપિબુક્સ)=કૉપીની ચોપડીઓ, કૉપીઓ.

Pencil (પેન્સિલ)=શીશાપેન.

Ink (ઇન્ક)=શાહી.

Slates (સ્લેઇટસ)=સ્લેટો, પત્થર પાટીઓ.

And do sums (ઍન્ડ ડુ સમ્સ)=અને દાખલાઓ ગણે છે.

Sums (સમ્સ)=દાખલાઓ.

Mistress (મિસ્ટ્રેસ)=મહેતી, શિક્ષિકા.

She does the same work=તે તેવુંજ કામ કરે છે.

That a Master does=જે માસ્તર કરે છે.

Wash (વૉશ)=ધુવે છે.

Comb (કૉમ)=હોળવું.

How clean (હાઉ ક્લીન)=કેવાં ચોકખાં.

Learn (લર્ન) શીખે છે.

To sew (ટુ સો)=સીવતાં, સીવવાનું.
Basket (બાસ્કેટ)=ટોપલી.
Theyk eep their work=તેઓ તેમનું કામ રાખે છે.
Their cloth and pins=તેમનાં કપડાં અને ટાંકણીઓ.
Needles (નીડલ્સ)=સોયો.
Thread (થ્રેડ)=દોરા.
Scissors (સીઝર્સ)=કાતર.
We'll (વીલ્લ)=We will.
Places (પ્લેઇસિઝ)=જગ્યાઓ.
Faces (ફેઇસિઝ)=ચહેરાઓ.

As we're told (ઍઝ ઉવીર ટોલ્ડ) =એમ આપણને કહેવામાં આવે છે.
We're=We are.
Shall ever be happy and clever=(શૅલ એવર બી હૅપિ એન્ડ કલેવર)=હમેશાં સુખી અને હોશીઆર થઇશું.
For=કારણ કે.
Learning (લર્નિંગ)=વિદ્યા.
Is better (ઇઝ બેટર)=ઉત્તમ છે.
Silver (સિલ્વર)=ચાંદી, રૂપુ.
Gold (ગોલ્ડ)=સોનું.

જેવો ઘંટ વાગે છે કે તરતજ નાની છોકરીઓ નિશાળમાં ચાલી આવે છે. તેમાંની દરેક પોતાની ચોપડીઓ રાખવાને એક કોથળી લાવે છે. સુંદર ચોકખા, હવા અંદર આવવા માટે બારીઓવાળા ઓરડાઓ દરેક વર્ગને છે. જો પવન સખત વાય તો બારીઓ બંધ કરવામાં આવે છે. બધી છોકરીઓ પાટલી ઉપર બેસે છે, પણ જ્યારે વાંચવાનો વખત થાય છે ત્યારે ઉભી થઇને વાંચે છે.

શિક્ષક ખુરશી ઉપર બેસે છે અને છોકરીઓને વાંચતી સાંભળે છે. એ તેમને ધીમેથી ને કાળજીપૂર્વક વાંચવા કહે છે. બધા અઘરા શબ્દોની જોડણી તેમની પાસે તે કરાવે છે. કેટલાક અઘરા શબ્દો ચાકથી તે પાટીઆ ઉપર લખે છે.

છોકરીઓ પાસે કોપીઓ છે કે જેમાં તેઓ સીસાપેનથી કે કલમ-શાહીથી લખે છે, અને પત્થરપાટીઓ છે કે જેની ઉપર તેઓ હિસાબ ગણે છે અને લખે છે.

ઘણી નિશાળોમાં શિક્ષિકા હોય છે ને શિક્ષકો હોતા નથી. જે કામ શિક્ષક કરે છે તેવુંજ કામ તે કરે છે.

છોકરીઓ નિશાળે આવતા પહેલાં તેઓ તેમના હાથ ધુવે છે અને માથાના વાળ હોળે છે. જુઓ કેવા તેમના હાથ અને આંગળીઓ ચોકખાં છે.

નિશાળમાં છોકરીઓ શીવતાં શીખે છે. તેમની ટોપલીઓ પેલી રહી કે જેમાં તેઓ પોતાનું કામ, તેમનાં કપડાં, ટાંકણીઓ, સોયો, દોરા અને કાતર રાખે છે.

આપણે આપણી જગાએ ચોકખા હાથને ચહેરાથી જઇશું અને ઘેર અને નિશાળે જેમ અમને કહેવામાં આવશે તેમ કરીશું. અને એવી રીતે અમે હંમેશાં હોશીઆર ને સુખી થઇશું, કારણ કે વિદ્યા સોના ચાંદી કરતાં ઉત્તમ છે.

---

## 15. Yesterday, To day, To-morrow=ગઇ કાલ, આજ, આવતી કાલ.

I am going=હું જાઉં છું.
I went (આઇ વેન્ટ)=હું ગયો.
I shall go=હું જઇશ.
I go=હું જાઉં છું.
Yesterday (યસ્ટરડે)=ગઇ કાલે.
Today (ટુડે)=આજે.
To-morrow (ટુમૉરો)=આવતી કાલે.
Every week (એવરિ વીક)=દરેક અઠવાડીએ.
Is doing=કરે છે.
Did (ડિડ)=કર્યું.
Will do=કરશે.
Next year=આવતે વર્ષે.
Does=કરે છે.

Is Coming=આવવાની છે.
Came=આવી.
Last month=ગયે મહિને,
Will come=આવશે.
Comes=આવે છે.
Now and then=વારંવાર.
O'clock (ઑક્લૉક)=કલાક.
Did wake (ડિડ વેઇક)=જાગ્યું, જાગ્યો.
At what o'clock=કેટલા વાગે.
Wake (વેઇક)=જાગવું.
Got up (ગૉટ અપ)=જાગ્યો, ઉઠયો.
At nine o'clock=નવ વાગ્યે.
Till (ટિલ)=સુધી.

Must be (મસ્ટ બી)=હોવા જોઇએ.

Lazy (લેઝિ)=આળસુ.

You should get up (યુ શુડ-ગેટ અપ)=તમારે ઉઠવું જોઇએ.

At day light (એટ ડે લાઇટ)= દિવસ ઉગતાં.

I will get up at six=હું છ વાગે ઉઠીશ.

It would be still better=તે વધારે સારૂં કહેવાય.

To rise at five=પાંચ વાગે ઉઠવાનું.

Have you a watch=તમારે ઘડીઆળ છે.

Will buy me a watch=મને ઘડીઆળ ખરીદી આપશે.

When I get to be a big boy=જ્યારે હું મોટો થાઉં.

હું ત્યાં આજે જાઉ છું. હું ત્યાં કાલે ગયો હતો. હું આવતી કાલે ત્યાં જઇશ. હું ત્યાં દર અઠવાડીએ જાઉં છું.

તે હમણાં કરે છે. તેણે ગઇ કાલે તે કર્યું. આવતે વર્ષે તે કરશે. હંમેશાં તે કરે છે.

આ અઠવાડીએ તે અહીં આવે છે. તે ગઇ રાતે અહીં આવી. તે આવતે વર્ષે અહીં આવશે. તે વારંવાર અહીંયાં આવે છે.

**શિક્ષક**—આજે સવારે તું કેટલા વાગે ઉઠયો હતો ?

**છોકરો**—હું નવ વાગ્યે ઉઠયો હતો.

**શિક્ષક**—શું ! નવ વાગ્યા સુધી તું ઉઠયો નહિ ? તું આળસુ છોકરો હોવો જોઇએ. દિવસ થતા પહેલાં તારે ઉઠવું જોઇએ.

**છોકરો**—આવતી કાલે હું છ વાગે ઉઠીશ.

**શિક્ષક**—એ ખરૂં છે, પણ પાંચ વાગે તું ઉઠે તો વધારે સારૂં કહેવાય. તારી પાસે ઘડીઆળ છે ?

**છોકરો**—ના. પણ અમારા ઘરમાં એક મોટું ઘડીઆળ છે. જ્યારે હું મોટો થઇશ ત્યારે મારા બાપા મને ઘડીઆળ લઈ આપશે.

## 16. One and More Than One=એક અને એક કરતાં વધારે.

Many Birds (મૅનિ બર્ડ્ઝ)=ઘણાં પક્ષીઓ.
We say=આપણે કહીએ છીએ.
One (વન)=એક.
Two (ટુ)=બે.
Many (મૅનિ)=ઘણા.
Leaves (લિવ્ઝ)=પાનાં, પાંદડાં.
Knives (નાઇવ્ઝ)=ચાપ્યાં, ચપ્પુઓ.
Men (મૅન)=માણસો.
Wives (વાઇવ્ઝ)=વહુઓ, સ્ત્રીઓ.
Women (વીમેન)=સ્ત્રીઓ.
Boxes (બૉક્સીઝ)=પેટીઓ.
Houses (હાઉસીઝ)=ઘરો.
Feet (ફીટ)=પગો.
Foot (ફુટ)=પગ.
Branches (બ્રાન્ચિઝ)=શાખાઓ, ડાળીઓ.
Ladies (લૅડીઝ)=બાનુઓ.
Watches (વૉચીઝ)=ઘડીઆળો.
Babies (બેબીઝ)=બચ્ચાંઓ.

આપણે કહીએ છીએ.

એક પક્ષી, બે પક્ષીઓ, ઘણાં પક્ષીઓ. એક ઝાડ, બે ઝાડો, ઘણાં ઝાડો. એક પાંદડું, બે પાંદડાં, ઘણાં પાંદડાં. એક ચપ્પુ, ઘણાં ચપ્પુઓ. એક પત્ની, ઘણી પત્નીઓ. એક માણસ, ઘણાં માણસો. એક સ્ત્રી, ઘણી સ્ત્રીઓ. એક આંખ, ઘણી આંખો. એક પેટી, ઘણી પેટીઓ. એક ઈંડુ, ઘણાં ઈંડાંઓ. એક દિવસ, ઘણા દિવસો. એક ઘર, ઘણાં ઘરો. એક પગ, ઘણા પગો. એક ડાળી, ઘણી ડાળીઓ. એક બાનુ, ઘણી બાનુઓ. એક ઘડીઆળ, ઘણી ઘડીઆળો. એક બાળક, ઘણાં બાળકો.

---

## 17. Grand Father=દાદા.

Grandfather (ગ્રાન્ડફાધર)=દાદા.
Poor (પુઅર)=ગરીબ, બિચારો.
Has no=નથી.
Has no father and mother=મા અને બાપ નથી.
Both (બોથ)=બન્ને.
Dead (ડેડ)=મરી ગએલાં.
Are both dead=બન્ને મરી ગયાં છે.
He has no one=તેને કોઇ નથી.

Old (ઓલ્ડ)=ઘરડા.
But (બટ)=સિવાય.
Old man (ઓલ્ડ મેન)=ઘરડો માણસ.
No wife (નો વાઇફ) પત્ની નથી.
No child (નો ચાઇલ્ડ)=છોકરૂં નથી.
Only (ઑન્લિ)=ફક્ત.
Grand son (ગ્રાન્ડ સન)=પૌત્ર, દીકરાનો દીકરો.
Who is four years old=જે ચાર વર્ષની ઉમરનો છે.
Years (ઇયર્સ)=વરસ.
Leave (લીવ)=મૂકવું.
At home=ઘેર.
Alone (ઍલોન)=એકલો.
No would take care of him=તેની સંભાળ કોઇ લે નહિ.
To his work=તેના કામે.
Gardner (ગાર્ડનર)=માળી.
He works hard=તે સખત મજુરી કરે છે.
Garden (ગારડન)=વાડી, બગીચો.
All day long=આખા દિવસ ભર.
He goes home=તે ઘેર જાય છે.
Village (વિલેજ)= ગામડું.
Three miles off=ત્રણ માઇલ દૂર.
Miles (માઇલ્સ)=માઇલો.
Plays about (પ્લેઇઝ ઍબાઉટ)= આમ તેમ રમે છે.
Walked (વૉક્ડ)=ચાલ્યું.
A little way=થોડો રસ્તો, થોડે રસ્તે.
I am tired=હું થાકી ગયો છું.
Any more=કંઇ વધારે, આથી વધારે.
Stopped (સ્ટૉપ્ડ)=થોભ્યો, ઉભો રહ્યો.
Took (ટુક)=લીધો.
Shoulder (શોલ્ડર)=ખભો.
He is sixty years old=તેની ઉમર સાઠ વરસની છે.
Face (ફેઇસ)=ચહેરો, શિકલ.
White (વ્હાઇટ)=સફેદ.
The hair on his face is white=તેને માથે પળીયાં આવ્યાં છે.
But he can still carry=તો-પણ હજુ તે ઉંચકી શકે છે.
Will light (વિલ લાઇટ)=સળ-ગાવશે.
Fire (ફાયર)=દેવતા.
He will light the fire=તે દેવતા સળગાવશે.

Cook (કૂક)=રાંધવું, પકાવવું.
For both of them=તેઓ બન્ને માટે.
Will lie down=સૂઇ જશે.
Mat (મૅટ)=સાદડી.
They will sleep till morning=સવાર સુધી તેઓ ઉંઘશે.
Till (ટિલ)=સુધી.

આ બિચારા છોકરાને મા અને બાપ નથી. તેનાં મા અને બાપ બન્ને મરી ગયાં છે. તેને તેની સંભાળ લેવા તેના દાદા સિવાય કોઇ નથી. ઘરડા માણુસને છોકરો કે વહુ કોઇ નથી. તેને ફક્ત એક નાનો છોકરાનો છોકરો છે કે જે ચાર વરસની ઉંમરનો છે. તે બાળકને ઘેર એકલું રાખી શકતો નથી. કોઇ તેની સંભાળ લે નહિ. તેથી તે પોતાની સાથે પોતાને કામે તેને લઇ જાય છે.

તે માળી છે. તે વાડીમાં આખો દિવસ સખત મજુરી કરે છે. સાંજે તે ત્રણ માઇલ દૂર તેના ગામ જાય છે. જ્યારે તે તેના કામે હોય છે, ત્યારે તે બાગમાં આમતેમ રમે છે. જ્યારે તેઓ આજે ઘેર આવ્યા ત્યારે તે થોડે રસ્તે ચાલ્યો. પછી તેણે કહ્યું, "દાદા હું થાકી ગયો છું. હવે હું ચાલી શકીશ નહિ. પછી માયાળુ ઘરડો માણુસ ઉભો રહ્યો અને તેને પોતાના ખભા ઉપર ઉંચકી લીધો. ચિત્રમાં તમે તેને ઘેર ઉંચકી જતો જુઓ છો. તેની ઉંમર સાઠ વર્ષની છે. તેને માથે પળીયાં આવ્યાં છે. તે બહુ મજબુત નથી. છતાં તે તેના પૌત્રને ઉંચકી શકે છે. જ્યારે તેઓ ઘેર પહોંચશે ત્યારે તે બન્નેને ખાવાને ચોખા રાંધવા દેવતા સળગાવશે. પછી એ અને એનો પૌત્ર સાદડી ઉપર સુઇ જશે. તેઓ સવાર સુધી ઉંઘશે.

---

## 18. Months of the year=વરસના મહિનાઓ.

Months (મન્થ્સ)=મહિના.
Year (ઇયર)=વરસ.
Months of the year=વરસના મહિના.
Twelve (ટવેલ્વ)=બાર.
In the year=વરસમાં.
January (જાન્યુઆરી)=જાનેવારી,
February (ફેબ્રુઆરિ)=ફેબ્રુઆરી.

March (માર્ચ)=માર્ચ.
April (એપ્રિલ)=એપ્રિલ.
May (મે)=મે.
June (જુન)=જુન.
July (જુલાઇ)=જુલાઈ.
August (ઑગસ્ટ)=ઑગસ્ટ.
September (સપ્ટેમ્બર)=સપ્ટેમ્બર.
October (ઑક્ટોબર)=ઑક્ટોબર.
November (નવેમ્બર)=નવેમ્બર.
December (ડીસેમ્બર)=ડીસેમ્બર,
Thirty (થર્ટિ)=ત્રીસ.
Twenty-eight (ટ્વેન્ટિ એઈટ)= અઠ્ઠાવીસ.
Alone (ઍલોન)=એકલો.
Thirty one (થર્ટિવન)=એકત્રીસ.
Leap year (લીપ ઇયર)=અંગ્રેજી વરસોમાં દર ચાર વર્ષે એક

વરસ ૩૬૬ દિવસનું આવે છે ને બાકીનાં ૩૬૫ નાં હોય છે. ૩૬૬ ના વર્ષને લીપ ઇયર કહે છે. વરસોના આંકડાને ચારે ભાગતાં શૂન્ય આવે તો તે લીપ ઇયરની નિશાની છે.

Gives February one day more=ફેબ્રુઆરી મહિનાને એક દિવસ વધારે આપે છે. એટલે ફેબ્રુઆરી મહિનો ૨૮ ને બદલે ૨૯ દિવસનો થાય છે.

એક વરસમાં બાર મહિના હોય છે. તેઓ:—

(૧) જાનેવારી, (૨) ફેબ્રુઆરી, (૩) માર્ચ, (૪) એપ્રિલ, (૫) મે, (૬) જુન, (૭) જુલાઇ, (૮) ઓગસ્ટ, (૯) સપ્ટેમ્બર, (૧૦) ઑક્ટોબર, (૧૧) નવેમ્બર, (૧૨) ડીસેમ્બર છે.

એપ્રિલ, જુન, સપ્ટેમ્બર અને નવેમ્બરના ત્રીશ દિવસો છે. ફેબ્રુઆરી એકલાને અઠ્ઠાવીશ છે. બીજા બધાને એકત્રીશ છે. દર ચાર વર્ષે આવતું ૩૬૬ દિવસનું વર્ષ (લીપ ઇયર) ફેબ્રુઆરીને એક દિવસ વધારે આપે છે.

---

## 19. The Play-Ground=રમવાની જગ્યા.

Play-ground (પ્લે-ગ્રાઉન્ડ)= રમવાની જગ્યા.
Where are you going=તમે ક્યાં જાઓ છો ?

I am going (આઇ એમ ગોઇંગ)=હું જાઉ છું.

Come with me=મારી સાથે ચાલો.

Do come=ચાલોજ.

Will show (ઉવિલ શો)=બતાવીશ, દેખાડીશ.

Very well=ઘણું સારૂં.

I have nothing to do=મારે કંઇ કામ નથી.

Just now (જસ્ટ નાઉ)=હમણાં.

I will go with you=હું તમારી સાથે આવીશ.

Let us be off at once=ચાલો આપણે એકદમ જઇએ.

What a fine=કેવી સુંદર !

Place (પ્લેઇસ)=જગ્યા.

Who they are=તેઓ કોણ છે?

What they are playing=તેઓ શું રમે છે?

Most (મોસ્ટ)=ઘણાખરા.

Most of them=તેમાંના ઘણાખરાને.

Tops (ટૉપ્સ)=ભમરડાઓ.

Is spinning (ઇઝ સ્પિનિંગ)=ફેરવે છે.

Is standing (ઇઝ સ્ટેન્ડિંગ)=ઉભો છે.

Close by (ક્લૉઝ બાય)=પાસે.

Boys playing ball=દડો રમતા છોકરાઓ.

Belongs to (બીલૉન્ગ્સ ટુ)=માલીકી ધરાવે છે.

Ball belongs to Ramoo=રામુનો દડો છે.

Last week=ગયે અઠવાડીએ.

Is throwing (ઇઝ થ્રોઇંગ)=ફેંકે છે, નાખે છે.

Is catching (ઇઝ કૅચિંગ)=ઝીલે છે.

In front (ઇન ફ્રન્ટ)=આગળ.

Are jumping (આર જમ્પિંગ)=કુદે છે.

Who the others are=બીજા કોણ છે?

Run very fast=ઘણી ઝડપથી દોડી શકે છે.

He can jump very well too=તે કુદી પણ સારી રીતે શકે છે.

Long jump=(લૉન્ગ જમ્પ)=લાંબો કુદકો (હનુમાન કુદકો).

High jump (હાઇ જમ્પ)=ઉંચો કુદકો. કુદવાની રમત (અંગદ કુદકો.)

Some times=કોઇ વખત.

Put (પુટ)=મુકે છે, રાખે છે.

Stick (સ્ટિક)=લાકડી.

String (સ્ટ્રિંગ)=દોરી.

Between (બીટવીન)=વચ્ચે.

Posts (પોસ્ટસ)=થાંભલા.

Tries (ટ્રાઇઝ)=યત્ન કરે છે.
To jump over it=તેની ઉપરથી કુદવાને.
How far=કેટલે દુર.
How high=કેટલે ઉંચે.
Six feet far=૭ ફીટ દૂર.
Three feet high=ત્રણ ફીટ ઉંચે.
That is very good=એ ઘણું સારૂં.
Must go back home=ઘેર પાછા જવું જોઇએ.
May stay (મે સ્ટે)=રહો.
May play=રમો.
Don't be late-Do not be late=મોડા થતા નહિ.
Before (બીફોર)=પહેલાં.
It gets dark=અંધારૂં થતાં (પહેલાં).

**બાપ**—ગોપાળ, તું ક્યાં જાય છે?

**ગોપાળ**—બાપા, હું રમવાની જગ્યાએ જાઉં છું. મારી સાથે ચાલો, ચાલોજ, અને તે હું તમને બતાવીશ.

**બાપ**—ઘણું સારૂં, મારા દીકરા. મારે હમણાં કંઇ કામ નથી. હું તારી સાથે આવીશ.

**ગોપાલ**—અરે બાપા, તમારો આભારી છું. ચાલો આપણે એકદમ જઇએ.

**બાપ**—ત્યારે, આ તારી રમવાની જગ્યા છે, ખરૂંને! કેટલી સુંદર વિશાળ જગ્યા છે! કેટલા બધા છોકરાઓ છે! મને તું કહી શકશે કે તેઓ કોણ છે અને તેઓ શું રમે છે?

**ગોપાલ**—તેમાંના ઘણાખરાને હું ઓળખું છું. બે છોકરાઓ ભમરડાઓ રમે છે, તે મારા વર્ગના છે. તે કેસુ અને ગંડુ છે. કેસુ તેના ભમરડાને ફેરવે છે. ગંડુ તેના હાથમાં ભમરડા સાથે પાસે ઉભો છે.

**બાપ**—પેલા દડો રમે છે એ કોણ છે?

**ગોપાલ**—તે રામુ અને રંગુ છે. દડો રામુનો છે. ગએ અઠવાડીએ તેના બાપે તે તેને આપ્યો. તે તેને ફેંકે છે અને રામુ તેને ઝીલે છે.

**બાપ**—પેલા આગળ છે તે છોકરા શું કરે છે?

**ગોપાલ**—તેઓ કુદે છે. જે છોકરો કુદે છે તેનું નામ નાનું છે. બીજા

કોણ છે તે હું જાણતો નથી. નાતું ઘણી ઝડપથી દોડે છે. તે કુદી પણ શકે છે. એ હવે લાંબો કુદકો લે છે. કેટલીક વખત તેઓ ઉંચો કુદકો લે છે.

**બાપ**—ઉંચો કુદકો! એ શું છે!

**ગોપાલ**—તેઓ બે થાંભલા વચ્ચે એક લાકડી કે એક દોરી મૂકે છે. પછી એક છોકરો દોડે છે અને ઉપરથી કુદવાનો યત્ન કરે છે.

**બાપ**—ગોપાલ તું કેટલે લાંબે અને કેટલે ઉંચે કુદી શકે?

**ગોપાલ**—હું છ ફીટ લાંબુ અને ત્રણ ફીટ ઉંચું કુદી શકું છું.

**બાપ**—એ ઘણું સારૂં છે. હવે મારે ઘેર પાછા જવું જોઇએ. તું અહીંયાં રહે અને રમ. તારી માને કહીશ કે તું કયાં છે. પણ મોડો થતો નહિ. અંધારૂં થતા પહેલાં ઘેર આવજે.

---

## 20. Try Again=ફરીથી યત્ન કરો.

try (ટ્રાય)=યત્ન કરવો, યત્ન કરો.
Again (અગેઇન)=ફરીથી.
There was once=એક વખત હતો.
Named (નેઇમ્ડ)=નામનો.
Rama (રામ)=છોકરાનું નામ.
Eight years old=આઠ વરસનો.
Went (વૅન્ટ)=ગયો.
Every day=દરરોજ.
Clever (ક્લેવર)=હોશીઆર.
Was not a clever boy=હોશીઆર છોકરો નહોતો.
Very often (વેરિ ઓફન)=ઘણા વખત.
Last (લાસ્ટ)=છેલ્લો.
He could read well=તે સારૂં વાંચી શકતો.
Sums (સમ્સ)=દાખલાઓ.
Could not do sums=દાખલા ગણી શકતો નહિ.
Sum to do (સમ ટુ ડુ)=દાખલો ગણવાને.
They had=તેમને હતું.
To add up (ટુ ઍડ અપ)=ઉમેરવાનું, ઉમેરવું.
Five (ફાઇવ)=પાંચ.
Lines (લાઇન્સ)=હાર.
Figures (ફિગર્સ)=આંકડા.
Soon (સૂન)=તરતજ.
Did the sum=દાખલો કર્યો.

Brought (બ્રૉટ)=આણી.
To the master (ટુ ધી માસ્ટર)= શિક્ષક પાસે.
Showed (શોડ)=બતાવ્યો.
Answers (ઍન્સર્સ)=જવાબો.
They were all right=તેઓ બધાય ખરા હતા.
Right (રાઇટ)=ખરા.
Answer (ઍન્સર)=જવાબ.
Quite wrong (ક્વાઇટ રૅાન્ગ)=તદ્દન ખોટો.
Wrong (રૅાંગ)=ખોટો.
Go back (ગો બૅક)=પાછો જા.
Rub out (રબ આઉટ)=ભૂશી નાખો.
Rub (રબ)=ભૂશી નાખવું.
Add up (ઍડ અપ)=ઉમેરો.
Went back=પાછો ગયો.
Sat down (સૅટ ડાઉન)=નીચે બેઠો.
Added up (ઍડેડ અપ)=ઉમેરી.
I have done=મેં કીધોછે.
Come up here=અહીંયાં આવો.
Show me (શો મી)=મને બતાવો.
Wrong again=ફરીથી ખોટો.
Work the sum once more =દાખલાને બીજી વખત કર.
Use (યુઝ)=ખપનું, ઉપયોગનું.
Too hard (ટૂ હાર્ડ)=ઘણો અઘરો.

Replied (રીપ્લાઇડ)=જવાબ આપ્યો.
Seat (સીટ)=બેઠક.
Slowly (સ્લોલિ)=ધીમેથી.
Carefully (કેરફુલિ)=કાળજીપૂર્વક.
This time (ધીસ ટાઇમ)=આ વખતે.
Well done=શાબાશ.
First time=પ્રથમ વખત.
Keep on trying=પ્રયત્ન કરવો ચાલુ રાખવો.
Never say=કદી કહેતા નહિ.
I will do it=હું કરીશ જ.
Work (વર્ક)=કામ કરો.
With a will (વિથ એ વિલ)= મરજીથી. ઇચ્છાથી.
Will (વિલ)=ઇચ્છા, મરજી.
Until (અન્ટિલ)=જ્યાંસુધી, ત્યાંસુધી.
End (એન્ડ)=છેડો. અંત.
Again and again=ફરીથી અને ફરીથી.
All is plain (ઑલ ઇઝ પ્લેઇન)= સઘળું સરસ થાય, સહેલું થાય.
Plain (પ્લેઇન)=સાદુ, સરલ, સરસ.
Never give in=કદિ છોડી દેતા નહિ.
Once more=એક વખત ફરીથી.
Begin (બીગિન)=શરૂ કરવું, શરૂ કરો.

Try (ટ્રાય)=કોશિષ.
With all your might=તમારા સઘળા બળથી.
By and by=હળવે હળવે.
You will get it right=તમે સાચે રસ્તે પહોંચશો.

રામ કરીને એક નાનો છોકરો હતો. તે આઠ વર્ષનો હતો અને દરરોજ નિશાળે જતો હતો. રામ હોશીઆર છોકરો ન હતો. તે ઘણુ વખત એના વર્ગમાં છેલ્લો રહેતો હતો. તે સારી રીતે વાંચી જાણતો પણ પત્થરપાટી ઉપર દાખલા કરી શકતો નહિ. એક દિવસ શિક્ષકે છોકરાઓને દાખલો ગણવા આપ્યો. તેમને સંખ્યાની પાંચ હારો ઉમેરવાની હતી. તરતજ બધા છોકરાઓએ હિસાબ કર્યો. તેમણે તેમની પત્થર પાટીઓ શિક્ષક પાસે આણી અને તેને જવાબ બતાવ્યા. તેઓ બધાય ખરા હતા.

રામ પણ તેની પત્થરપાટી લાવ્યો. પણ જવાબ તદ્દન ખોટો હતો. "તમારી જગ્યાએ પાછા જાઓ" શિક્ષકે કહ્યું, "જવાબ ભુસી નાખો અને સંખ્યાઓ ફરીથી ઉમેરો."

રામ પાછો ગયો, તેની પોતાની જગ્યાએ બેઠો અને સંખ્યાઓ ઉમેરી. તેણે કહ્યું, "મેં કર્યો." "અહીંયાં આવો અને તમારો જવાબ બતાવો." શિક્ષકે કહ્યું.

શિક્ષકે પત્થરપાટી સામું જોયું. "આનો ફરીથી ખોટો છે" તેણે કહ્યું, "દાખલાને બીજી વખત કરો." "શા ખપનું છે? રામે કહ્યું, "હું કરી શકતો નથી. એ ઘણો અઘરો છે."

"ના" શિક્ષકે કહ્યું, "બીજા બધા છોકરાઓએ કર્યો છે; એ બહુ અઘરો નથી. રામ ફરીથી યત્ન કર."

રામ તેની જગ્યાએ પાછો ગયો. તેણે સંખ્યાઓ ધીમેથી અને કાળજી પૂર્વક ઉમેરી. પછી તેણે પત્થરપાટી તેના શિક્ષકને બતાવી.

"આ વખતે જવાબ ખરો છે" તેના શિક્ષકે કહ્યું, "રામ શાબાશ! જો તે તું એક વખત કંઇ ન કરી શકે તો ફરીથી યત્ન કર. તમે જ્યાંસુધી કરો નહિ ત્યાંસુધી યત્ન ચાલુ રાખો. કદી કહેતો નહિ કે હું કરી શકતો નથી. કહે હું કરીશજ."

મરજીથી કામ કરો. અંત દેખાય ત્યાંસુધી સખત કામ કરો. મારા નાના મિત્રો ફરીથી અને ફરીથી, જ્યાંસુધી બધું સરલ થાય નહિ ત્યાંસુધી કદી હિંમત હારતા નહિ.

એક વખત શરૂ કરો. એક વધુ યત્ન તમારા બધા બળથી કરો, અને હળવે હળવે તમને સત્ય પ્રાપ્ત થશે.

---

## 21. The house that Ram Built=જે ઘર રામે બાંધ્યું તે.

This is=આ રહ્યું.
That=જે.
Built (બીલ્ટ)=બાંધ્યું.
Lived (લીવ્ડ)=રહેતો હતો.
This is the house that Rama built=રામે જે ઘર બાંધ્યું તે આ રહ્યું.

Bite (બાઈટ)=કરડે છે.
Caught (કૉટ)=પકડી.
Who lived=જે રહેતો હતો.
Crow (ક્રો)=કાગડો.
Pecked (પેક્ડ)=ચાંચ મારી.
Kite [કાઈટ)=સમડી.
Chased (ચેઇઝ્ડ)=પુંઠે પડી.

રામે બાંધ્યું તે ઘર આ રહ્યું.

રામે જે ઘર બાંધ્યું તેમાં જે છોકરો રહેતો હતો તે આ રહ્યું. રામે જે ઘર બાંધ્યું તેમાં રહેતા છોકરાને જે બિલાડી કરડી તે આ રહી.

રામે જે ઘર બાંધ્યું તેમાં રહેતા છોકરાને જે બિલાડી કરડી તેને જે કુતરે પકડી તે કુતરો આ રહ્યો. રામે જે ઘર બાંધ્યું, તેમાં રહેતા છોકરાને જે બિલાડી કરડી, જે બિલાડીને કુતરે પકડી, જે કુતરાને ચાંચ મારી તે કાગડો આ રહ્યો.

રામે જે ઘર બાંધ્યું, તેમાં રહેતા છોકરાને જે બિલાડી કરડી, જે બિલાડીને કુતરાએ પકડી, જે કુતરાને કાગડાએ ચાંચ મારી, જે કાગડાની પાછળ સમડી પડી, તે સમડી આ રહી.

---

## 22. Tell the truth=સાચું બોલો.

Tell (ટેલ)=બોલવું.
Truth (ટ્રુથ)=સાચું.
There were (ધૅર વૅર)=હતાં.
Children (ચિલ્ડ્રન)=છોકરાં.
Named (નેઇમ્ડ)=નામે.
Venkata (વેંકટ)=વેંકટ–છોકરાનું નામ.
Kamala (કમલા)=છોકરીનું નામ.
One day=એક દિવસ.
Were playing (વ્વેર પ્લેઇંગ)=રમતાં હતાં.
In the front room of the house=ઘરના આગલા ઓરડામાં.
There was=હતો.
Looking glass (લુકિંગ ગ્લાસ)=આયનો, આરીસો.
Did not see (ડિડ નૉટ સી)=જોયો નહિ.
As they were playing=જેવાં તે રમતાં હતાં.
Pushed (પુશ્ડ)=ધક્કો માર્યો.
Against (અગેઇન્સ્ટ)=સામે.
Glass (ગ્લાસ)=કાચ, અરીસો.
Fell (ફેલ)=પડયો (ભૂતકાળ).
Broke (બ્રોક)=ભાંગી ગયો.
Began to cry=રડવા માંડયું.
Why did you push me=મને તમે કેમ ધક્કો માર્યો.
Is broken (ઇઝ બ્રોકન)=ભાંગી ગયો છે.
I did not mean=મારો ઇરાદો ન હતો.
To push you=તમને ધક્કો મારવાને
What shall we do now=આપણે હવે શું કરીશું ?
Fault (ફૉલ્ટ)=ગુનો, વાંક.
It is all your fault=એ બધો તમારો વાંક છે.
Were playing=રમતાં હતાં.
Why do you say=તમે કેમ કહો છો ?
It is your fault too=એ તમારો પણ ગુનો છે.
Find out (ફાઇન્ડ આઉટ)=માલમ પડશે.
will get angry (વ્વિલ ગેટ ઍંગ્રિ)=ક્રોધે ભરાશે.
Angry (ઍંગ્રિ)=ક્રોધે.
Get angry=ક્રોધે ભરાવું.
Can hide (કૅન હાઇડ)=સંતાડી શકવું.
Hide (હાઇડ)=સંતાવું, સંતાડવું.

Some where (સમ વ્હેર)=કોઇક જગ્યાએ.

Some time or other=આ કે બીજે કોઇ વખતે.

Will be found out (ઉવિલ બી ફાઉન્ડ આઉટ)=બહાર પડશે, કહાડવામાં આવશે.

Found (ફાઉન્ડ)=જડયું, શોધી કહાડયું.

We had better tell father=આપણે બાપાને કહીએ તો વધારે સારૂં.

Sorry (સૉરિ)=દીલગીર.

We are sorry (વી આર સૉરિ)=અમે દિલગીર છીએ.

Perhaps (પરહૅપ્સ)=કદાપી.

Will not be so angry=એટલા ગુસ્સે ભરાશે નહિ.

I am afraid (આઇ ઍમ અફ્રેઇડ)=મને બીક લાગે છે.

Will be angry (ઉવિલ બીએંગ્રિ)=ગુસ્સે ભરાશે.

Had we not better tell mother=એથી માને કહીએ તો સારૂં નહિ.

She will tell=તે કહેશે.

Were speaking (ઉવેર સ્પીકિંગ)=બોલતાં હતાં.

Came into=અંદર આવી.

Was tired=થાકી ગઇ હતી.

Sat down (સૅટ ડાઉન)=બેઠી.

Went up to her=તેની પાસે ગયાં.

Stood (સ્ટૂડ)=ઉભાં.

Quietly (ક્વાએટલી )=શાન્ત, ચુપકીથી.

In front of her=તેની સામે.

Looking downwards=નીચે જોતાં.

Something was the matter =કંઇક બાબત બની હતી.

Matter (મૅટર)=બનાવ, બાબત.

Are standing=ઉભાં છો.

So still (સો સ્ટિલ)=આટલાં શાન્ત.

Have you done=તમે કર્યું છે?

Anything wrong (એનિથિંગ રૉન્ગ)=કંઇક ખોટું, કંઇક કસુર.

To sob (ટુ સોબ)=ડુસકાં ખાવાં.

Began to sob (બાગેન ટુ સૉબ)=ડુસકાં ખાવાં શરૂ કર્યાં.

Burst into tears (બર્સ્ટ ઇનટુ ટીયર્સ)=આંખમાં આંસુ આવી ગયાં.

Why do you cry=તમે કેમ રડો છો?

Has hurt (હૅઝ હર્ટ)=ઇજા કરી છે?

What is the matter=શી બાબત છે?
Don't cry (ડોન્ટ ક્રાય)=રડશો નહિ.
Will be angry with us= અમારી ઉપર ગુસ્સે થશે.
Is that it=એજ છે.
You have told me the truth=તમે મને સાચું કહ્યું છે.
Do not be afraid=બીશો મા.
Because (બીકૉઝ)=કારણકે.

વેંકટ અને કમલા નામનાં બે છોકરાં હતાં. એક દિવસે તેઓ ઘરના આગલા ઓરડામાં રમતાં હતાં.

એક આયનો ટેબલ ઉપર હતો અને તેને તેમણે જોયો નહિ. તે રમતાં હતાં તેવામાં વેંકટે કમલાને ટેબલ સામે ધક્કો માર્યો. આયનો જમીન ઉપર પડયો અને ફુટી ગયો. બન્ને છોકરાંએ રડવું શરૂ કીધું.

**કમલા**—ભાઇ, કેમ તેં મને ધક્કો માર્યો? જો! આરસી ફુટી ગઇ છે.

**વેંકટ**—મારે તને ધક્કો મારવાનો ઇરાદો ન હતો. હવે આપણે શું કરીશું? એ બધો તારો વાંક છે.

**કમલા**—આપણે બન્ને રમતાં હતાં. તું એમ કેમ કહે છે, કે મારોજ વાંક છે? તારો પણ વાંક ખરો. પણ આપણે કેમ કરીશું?

**વેંકટ**—જો બાપા જાણશે તો ગુસ્સે થશે. આપણે તેને કંઇક છુપાવી નહિ શકીએ?

**કમલા**—ના! ના! આ કે બીજી કોઇ વખતે તે માલમ પડી આવશે. આપણે બાપાને કહી દઇએ તો સારૂં, અને કહીએ કે અમે દીલગીર છીએ. પછી તેઓ કદાચ ગુસ્સે ભરાય નહિ.

**વેંકટ**—મને બીક લાગે છે કે તે ગુસ્સે થશે. માને કહી દઇએ તો સારૂં નહિ? કદાચ તે બાપાને ગુસ્સે થવા ના કહેશે.

તેઓ બોલતાં હતાં એટલામાં તેમની મા ઓરડામાં આવી. તે થાકી ગઈ હતી, અને ખુરશી ઉપર બેઠી. છોકરાં તેમની પાસે અને તેની સામે નીચું જોઇને શાંત ઉભાં.

માએ જોયું કે કંઇક બાબત બની હતી. તેણે કહ્યું, "તમે કેમ છાનાં-માનાં ઉભાં છો ? તમે કંઇ કસુર કરી છે ?" કમલા ડુસકાં ખાવા લાગી અને વેંકટની આંખમાં આંસુ આવ્યાં.

પછી માએ કહ્યું, "બાળકો કેમ રડો છો? કોઇએ તમને ઇજા કરી છે? શી બાબત છે ? રડશો નહિ."

**કમલા**—મા અમે રમતાં હતાં અને અમે આરસીને ધક્કો માર્યો અને ભાગી નાખી. અમે દીલગીર છીએ અને બાપા અમારી ઉપર ગુસ્સે ભરાશે એવી અમને બીક લાગે છે.

**મા**—એમજ છે. હું દીલગીર છું કે તમે આરસી ભાગી. પણ હું ઘણી ખુશી છું કે તમે મને સાચું કહ્યું છે. બીશો નહિ. હું તમારા બાપાને કહીશ. તે તમારા ઉપર ગુસ્સે થશે નહિ. કારણ કે તમે સાચું બોલ્યાં છો.

---

## 25. The Boat=હોડી.

Boat (બોટ)=હોડી.
Deep (ડીપ)=ઉંડી.
River (રિવર)=નદી.
Full (ફુલ)=ભરેલી.
Cross (ક્રોસ)=ઓળંગવું, આરપાર જવું.
Cannot cross=ઓળંગી શકતું નહિ.
On foot (ઑન ફુટ)=પગથી.
Close by (ક્લોઝ બાય)=છેક પાસે.
Bridge (બ્રિજ)=પુલ.
Quite across (ક્વાઇટ ઍક્રોસ) =તદ્દન આરપાર.
Across (ઍક્રોસ)=આરપાર.
Walk over (ડ્વૉક ઑવર)= ઉપર ચાલવું.
As it=જાણે.
Road (રોડ)=રસ્તો.
Walking along (વૉકિંગ એલૉન્ગ)=આગળ ચાલતાં.
Underneath (અન્ડરનીથ)= નીચે; તળે.
Runs (રન્સ)=વહે છે.
Sides (સાઇડઝ)=બાજુઓ.
Banks (બૅંકસ)=કાંઠાઓ, કિનારા.

Where does the river run to=નદી ક્યાંસુધી વહે છે.

Flow over (ફ્લૉ ઓવર)=ઉપર વહે છે.

Go tnto the sea at last= આખરે સમુદ્રમાં જઇ મળે છે.

Falls (ફૉલ્સ)=પડે છે.

Clouds (ક્લાઉડ્ઝ)=વાદળાં.

Land (લૅન્ડ)=જમીન.

Tied (ટાઇડ)=બાંધેલી.

Nearer (નીયરર)=વધારે પાસે.

Like (લાઇક)=જેવું.

Wood (વુડ)=લાકડું.

Made of wood=લાકડાનું બનાવેલું.

Floats (ફ્લોટસ)=તરે છે.

Rooms (રૂમ્સ)=ઓરડાઓ.

Doors (ડોર્સ)=બારણાં.

Windows (વિન્ડોઝ)=બારીઓ.

Are open (આર ઓપન)=ઉઘાડી છે.

Are shut (આર શટ)=બંધ છે.

Top (ટૉપ)=મથાળે.

What are they for=તે શા માટે છે ?

Gentlemen (જેન્ટલમેન)= સદ્‌ગૃહસ્થો.

Sun has set=સૂર્ય અસ્ત પામે છે.

Cool (કુલ)=ઠંડું, શીતળ.

May get up=ઉપર જાઓ.

Short (શોર્ટ)=ટૂંકો.

Ladder (લૅડર)=નિસરણી.

Steps (સ્ટેપ્સ)=પગથીયાં.

Top step (ટૉપ સ્ટેપ)=ઉપરનું પગથીયું.

By a Rope (બાય એ રોપ)= દોરડાથી.

Through (થ્રુ)=માંથી.

Makes go=ચલાવે છે.

Push (પુશ)=ધકેલે છે.

Poles (પોલ્સ)=વાંસડા.

Boatman (બોટ મૅન)=નાવિક, હોડીવાળો.

Dark thing=(ડાર્ક થિંગ)=કાળી ચીજ.

Underneath (અન્ડરનીથ)= તળે, નીચે.

Shadow (શૅડો)=પડછાયો.

Upside down (અપસાઇડ ડાઉન) =ઉંધાચતી, ઉંધી વળેલી.

Far away (ફાર અવે)=ઘણે દુર.

Fills (ફિલ્સ)=ભરે છે.

Flow (ફ્લો)=વહે છે.

આ ઉંડી નદી પાણીથી ભરેલી છે. આપણે પગથી તેને ઓળંગી શકતા નથી. પણ, છેક પાસે એક પુલ છે તે છેક આરપાર જાય છે. જાણે બરાબર રસ્તો હોય તેમ પુલ ઉપરથી નદી પાર જાઓ. તેની ઉપર કેટલાક માણસો ચાલતા તમે હમણાં જોશો.

પુલ નીચે નદી વહે છે. નદીની બન્ને બાજુઓ કાંઠા કહેવાય છે. બન્ને કિનારા વચ્ચે પાણી વહે છે. નદી ક્યાંસુધી વહે છે? બધી નદીઓ જમીન ઉપર થઇને આખરે સમુદ્રમાં જાય છે.

નદીમાં બધું પાણી ક્યાંથી આવે છે? તે વાદળાંમાંથી જમીન ઉપર પડે છે અને નદીમાં વહી જાય છે.

છેક પાસેના કાંઠે બાંધેલી હોડી કેવી સુંદર ને મોટી છે?

એ એક નાના લાકડાના બનાવેલા ઘર જેવી છે અને એ પાણી ઉપર તરે છે. તેને અંદરની બાજુએ બારી બારણાંવાળા ઓરડા છે. ચાર બારીઓ ઉઘાડી છે અને સાત વાસેલી છે. બારણું ખુલ્લું છે.

હોડીને મથાળે હું બે ખુરશીઓ જોઇ શકું છું, તેઓ શા માટે છે?

જ્યારે સૂર્ય અસ્ત પામે ને સાંજે ઠંડક થાય ત્યારે હોડીમાંના સદ્‌-ગૃહસ્થોને બેસવા માટે છે. એક ટુંકી નિસરણીથી તમે તેના મથાળે જાઓ. તેને ત્રણ પગથીયાં છે. એક માણસ ટોચના પગથીએ બેઠો છે. હોડી કિનારે દોરડાથી બાંધેલી છે.

હોડીને પાણીમાં શું ચલાવે છે? માણસો વાંસડાથી તેને આગળ હડસેલે છે. હમણાં એક નાવિક હાથમાં વાંસ લઇને હોડીને મથાળે ઉભો છે.

પાણીમાં હોડી નીચે પેલી કાળી વસ્તુ શી છે? તે તો હોડીનો પડછાયો છે. ઉંધી વળેલી બીજી હોડી જેવો તે લાગે છે. નદીના બીજા કિનારા પાસે દૂર હું આના જેવી બીજી હોડી જોઇ શકું છું.

વરસાદ નદીઓને ભરે છે. નદીઓ સમુદ્રમાં વહી જાય છે.

---

## 24. Time Past and Present=ભૂતકાળ અને વર્તમાનકાળ.

Time (ટાઇમ)=કાળ, વખત.
Past (પાસ્ટ)=ભૂતકાળ.
Present (પ્રેઝન્ટ)=વર્તમાનકાળ.
Today (ટુડે)=આજે.
Yesterday (યસ્ટરડે)=ગઈ કાલે.
Say=કહેવું.
Said (સેઇડ)=કહ્યું.
Says=કહે છે.
To Do=કરવું.
Did (ડીડ)=કર્યું.
Does=કરે છે.
Am=છું.
Is=છે.
Was=હતો.
Were=હતા.
Give=આપવું.
Gave=આપ્યું.
Gives=આપે છે.
Tell=કહેવું.
Told=કહ્યું.
Tells=કહે છે.
Have=પાસે હોવું.
Has=પાસે છે.
Had=પાસે હતું.
Go=જવું.
Goes=જાય છે.
Went=ગયો.
Hear=સાંભળવું.
Heard=સાંભળ્યું.
Hears=સાંભળે છે.
Get=મેળવવું.
Got=મેળવ્યું.
Gets=મેળવે છે.
Come=આવવું.
Came=આવ્યો.
Comes=આવે છે.
Wake (વેઇક)=જાગવું.
Woke (વોક)=જાગ્યું.
Wakes (વેઇક્સ)=જાગે છે.
Sit=બેસવું.
Sat=બેઠો.
Sits=બેસે છે.
Bring (બ્રિંગ)=લાવવું.
Brought (બ્રૉટ)=લાવ્યો.
Brings (બ્રિંગ્ઝ)=લાવે છે.
Buy (બાય)=ખરીદવું.
Bought (બૉટ)=ખરીદ્યું.
Buys (બાયઝ)=ખરીદે છે.
Drink (ડ્રિંક)=પીવું.
Drank (ડ્રેન્ક)=પીધું.
Drinks (ડ્રિંકસ)=પીએ છે.
Eat=ખાવું.

Ate (એટ)=ખાધું.
Eats=ખાય છે.
See=જોવું.
Saw (સો)=જોયું.
Sees (સીઝ)=જુએ છે.
Sleep (સ્લીપ)=ઉંઘવું,
Sleeps (સ્લીપ્સ)=ઉંઘે છે.
Slept (સ્લેપ્ટ)=ઉંઘ્યો.

| આજે. | કાલે. | આજે. | કાલે. |
|---|---|---|---|
| હું કહું છું. | મેં કહ્યું. | તે કહે છે. | તેણે કહ્યું. |
| હું કરૂં છું. | મેં કર્યું. | તે કરે છે. | તેણે કર્યું. |
| હું છું. | હું હતો. | તે છે. | તે હતો. |
| હું આપું છું. | મેં આપ્યું. | તે આપે છે. | તેણે આપ્યું. |
| હું કહું છું. | મેં કહ્યું. | તે કહે છે. | તેણે કહ્યું. |
| મારે છે. | મારે હતું. | તેને છે. | તેને હતું. |
| હું જાઉં છું. | હું ગયો. | તે જાય છે. | તે ગયો. |
| હું સાંભળું છું. | મેં સાંભળ્યું. | તે સાંભળે છે. | તેણે સાંભળ્યું. |
| હું મેળવું છું. | મેં મેળવ્યું. | તે મેળવે છે. | તેણે મેળવ્યું. |
| હું આવું છું. | હું આવ્યો. | તે આવે છે. | તે આવ્યો. |
| હું જાગું છું. | હું જાગ્યો. | તે જાગે છે. | તે જાગ્યો. |
| હું બેસું છું. | હું બેઠો. | તે બેસે છે. | તે બેઠો. |
| હું લાવું છું. | હું લાવ્યો. | તે લાવે છે. | તે લાવ્યો. |
| હું ખરીદું છું. | મેં ખરીદ્યું. | તે ખરીદે છે. | તેણે ખરીદ્યું. |
| હું પીઉં છું. | મેં પીધું. | તે પીએ છે. | તેણે પીધું. |
| હું ખાઉં છું. | મેં ખાધું. | તે ખાય છે. | તેણે ખાધું. |
| હું જોઉં છું. | મેં જોયું. | તે જુએ છે. | તેણે જોયું. |
| હું ઉંઘું છું. | હું ઉંઘ્યો. | તે ઉંઘે છે. | તે ઉંઘ્યો. |

## 25. The stars=તારાઓ.

Stars (સ્ટાર્સ)=તારાઓ.
Bright (બ્રાઇટ)=ચકચકિત.
Shine (શાઇન)=પ્રકાશે છે.
At night (ઍટ નાઇટ)=રાતે.
Sun has set=સૂર્યાસ્ત થયો છે.
Count (કાઉન્ટ)=ગણવું.
Seem (સીમ)=દેખાય છે.
They seem open and shut=તે ઉઘડતા અને બંધ થતા દેખાય છે.
Twinkle (ટવીન્કલ)=ચકમક થાય છે, પલક પલક થાય છે.
Diamonds (ડાયામન્ડઝ)=હીરાઓ.
In the day time=દિવસના વખતે.
Because (બીકૉઝ)=કારણકે.
Bright light=તેજસ્વી અજવાળું.
Wonder (વન્ડર)=આશ્ચર્ય પામવું.
What you are=તમે શું છો.
Up above=ઘણે ઉંચે.
Diamond (ડાયામન્ડ)=હીરો.
When=જ્યારે.
Blazing (બ્લેઝિંગ)=બળતા.
Dew (ડ્યુ)=ઝાકળ.
Is wet (ઇઝ વેટ)=ભીનું થાય છે.
Show (શૉ)=દેખાડો છો.

ચળકતા તારાઓ સૂર્ય અસ્ત થતાં રાતે પ્રકાશે છે. તેઓ એટલા બધા છે કે આપણે તેમને ગણી શકીશું નહિ. તે ઉઘડતા અને મીંચાતા દેખાય છે. માટે આપણે ચળકે છે કહીએ છીએ. તેઓ હીરાઓ જેવા આકાશમાં દેખાય છે. સૂર્યના તેજસ્વી અજવાળાના કારણે આપણે તેમને દિવસે જોઈ શકતા નથી.

નાના તારાઓ ચમક ચમક કરે છે. તમે કોણ છો, તેથી હું કેવો આશ્ચર્ય પામું છું! ઉંચે, દુનીઆથી ઉંચે આકાશમાં તમે હીરા જેવા છો.

જ્યારે બળતો સૂર્ય અસ્ત થાય છે, જ્યારે ઘાસ ઝાકળથી ભીનું હોય છે, ત્યારે તમે તમારૂં જરા જરા અજવાળું ચમક ચમક આખી રાત બતાવો છો.

---

## 26. Dinner=જમણ.

Dinner (ડિનર)=જમણ.
Eating (ઇટિંગ)=ખાતા, લેતા.
Eatitg their dinner=તેમનું જમણ લેતા, ભોજન કરતા.
Meal (મીલ)=પ્રથમ ખાણું.
Breakfast (બ્રેકફાસ્ટ)=નાસ્તો.
It is now one o'clock=હવે એક વાગ્યો છે.
These (ધીઝ)=This નું બહુવચન, આ.
Men (મેન)=માણસો (બહુવચન).
Have worked hard=સખત મજુરી કરી છે.
All the morning=આખી સવાર.
They had=તેમણે લીધી હતી.
Some (સમ)=થોડી.
Coffee (કૉફી)=કૉફીનુ પીણું.
To drink (ડ્રિન્ક)=પીવાને.
Rice cake=ચોખાની પુરી.
Before they left home=તેમણે ઘર છોડયા પહેલાં.
That was their breakfast=એ તેમનો નાસ્તો હતો.
Then=ત્યારે.
But it was then eight o'clock=પણ ત્યારે આઠ વાગ્યા હતા.
They have had no food=તેમણે ખોરાક લીધો ન હતો.
Hungry (હંગ્રિ)=ભૂખ્યા.
Thirsty (થર્સ્ટિ)=તરસ્યા.
They are taking their dinner=તેઓ તેમનું જમણ લે છે.
Pretty (પ્રેટિ)=સુંદર.
Garden (ગાર્ડન)=બાગ.
Behind (બીહાઇન્ડ)=પાછળ.
Flower-pots (ફ્લાવર પૉટ્સ)=ફુલનાં કુંડાં.
Where (વ્હૅર)=જ્યાં.
Plate (પ્લેઇટ)=રકાબી.
Each man has=દરેક માણસની પાસે છે.
Boiled (બૉઇલ્ડ)=રાંધેલા.
Flat (ફ્લૅટ)=છાછરી.
Dish (ડિશ)=રકાબી.
Curry (કરિ)=કઢી.
Chutney (ચટનિ)=ચટણી.
Very hot (વૅરિ હૉટ)=ઘણી ઉની.
Chilies (ચીલીઝ)=મરચાં.
Pepper (પિપર)=મરી.
Just (જસ્ટ)=હમણાંજ.
Middle (મિડલ)=વચલો, વચટ.

Middle man (મિડલ મૅન)=વચલો માણસ.

Taking up (ટેઇકિંગ અપ)=ઉપર લે છે.

Handful (હૅન્ડફુલ)=કોળીઓ, મુઠ્ઠીભર.

Is pouring (ઇઝ પોરિંગ)=રેડે છે.

Out of=માંથી.

Pot (પૅાટ)=વાસણ; ઘડો.

On his hand=તેના હાથ ઉપર.

ill wash=ધોશે.

Grow (ગ્રો)=ઉગે છે.

They are very hot=તે ઘણાં તીખાં છે.

Long (લૅાન્ગ)=લાંબો.

Round (રાઉન્ડ)=ગોળ.

Green (ગ્રીન)=લીલાં.

Red (રેડ)=રાતાં.

Supper (સપર)=વાળુ.

To night=આ રાત્રે.

And go to sleep=અને ઉંઘી જશે.

Sleep well=સારી રીતે ઉંઘવું.

Idle (આયડલ)=આળસુ.

Must work hard=સખત કામ કરવું જોઇએ.

ત્રણ માણસો તેમનું ભોજન કરતા આ રહ્યા. દિવસના પહેલા ખાણાને આપણે નારતો કહીએ છીએ. હવે એક વાગ્યો છે. આ ત્રણ માણસોએ આખી સવાર સખત કામ કર્યું છે. ઘર છોડતા પહેલાં તેમણે થોડીક કઢી અને ચોખાની પુરી લીધી હતી. એ તેમનો નાસ્તો હતો. પણ ત્યારે આઠ વાગ્યા હતા. પાંચ કલાક થયાં તેમને કંઇ ખાવાનું મળ્યું નથી. તેથી તેઓ ભૂખ્યા અને તરસ્યા થયા છે. તેથી તેઓ ફુલનાં કુંડાંની પાછળ સુન્દર બાગમાં જ્યાં તેમને કોઈ જોઈ શકે નહિ ત્યાં ભોજન કરે છે. દરેક માણસની આગળ મોટી રકાબી છે. રકાબીઓ ઉપર મઝેદાર રાંધેલો ભાત છે. દરેક મોટી રકાબી પાસે તમે છાછરી રકાબી કઢી અને ચટણીથી ભરેલી જુઓ છો. કઢી ઘણી તીખી છે. તેમાં મરચાં ને મરી છે. એક માણસ હમણાંજ પાણી પીએ છે. વચલો માણસ તેના હાથમાં ચોખાનો કોળીઓ લે છે. ત્રીજો માણસ તેના હાથ ઉપર ઘડામાંથી પાણી રેડે છે. તે તેનાથી ખાય ત્યાર પહેલાં હાથને ધોશે. મરચાં બાગમાં ઉગે છે. તે બહુ તીખાં હોય છે. કેટલાંક લાંબાં હોય

છે, કેટલાંક ગોળ હોય છે. કેટલાંક લીલાં હોય છે. કેટલાંક રાતાં હોય છે. સાંજે આપણે જે ખાણું લઇએ છીએ તેને આપણે વાળુ કહીએ છીએ. આજે રાત્રે આઠ વાગ્યે આ માણસોને તેમના વાળુ માટે થોડાં વધારે ભાત ને કઢી મળશે. તેઓ તે ઘેર જમશે. પછી તેઓ સૂઇ જશે અને ઉંઘશે. જેઓ દિવસના સખત મજુરી કરે છે તેઓ રાતે સારી રીતે ઉંઘે છે. આળસુઓ ઉંઘી શકતા નથી. જો તમારે સારી રીતે ઉંઘવું હોય તો તમારે સખત કામ કરવું જોઇએ.

સવારમાં આપણે નાસ્તો કરીએ છીએ. બપોરે આપણે જમીએ છીએ. સાંજે આપણે વાળુ કરીએ છીએ.

---

## 27. The Naughty Boy=તોફાની છોકરો.

Naughty (નૉટિ)=તોફાની.
To the well (ટુ ધી ઉવેલ)=કુવે.
To get (ટુ ગેટ)=લાવવા.
To help her (ટુ હૅલ્પ હર)=તેને મદદ કરવાને.
What did do=શું કર્યું?
As he was walking=જેવો એ ચાલતો હતો તેવો.
He pushed her (હી પુશ્ડ હર)=તેણે તેને ધક્કો માર્યો.
Fell down (ફૅલ ડાઉન)=નીચે પડયું.
Ran out=ઢળાઇ ગયું.
Stood (સ્ટુડ)=ઉભો.
Laughing (લાફ્િંગ)=હસતો.
Poor (પુઅર)=બિચારી.
Who began to cry=જે રડવા લાગી.
Was afraid (ૂવોઝ અફ્રેઇડ)=બીક લાગી.
She would not get back in time=ને વખતસર ઘેર પહોંચશે નહિ.
Ought (ઓટ)=જોઇએ.
Ought to be kind=માયાળુ થવું જોઇએ.
To tease (ટુ ટીઝ)=ખીજવવું.

Ought not to tease=ખીજવવું જોઇએ નહિ.

Please (પ્લીઝ)=રાજી રાખવું, સંતોષ આપવો.

Should (શુડ)=જોઇએ.

Ready (રેડિ)=તૈયાર.

Always (ઓલ્વેઇઝ)=હંમેશાં.

Should be always ready= હંમેશાં તૈયાર રહેવું જોઇએ.

To help (હેલ્પ)=મદદ કરવાને.

Should be=થવું જોઇએ.

Polite (પોલાઇટ)=નમ્ર, વિવેકી.

Should not say=કહેવું જોઇએ નહિ.

Give me this=મને આ આપો.

If you please=જો આપની મરજી હોય તો.

Please give me this=મહેરબાની કરીને મને આ આપો.

No, Thank you=નાજી, આપને આભારી છું.

Sir (સર)=સાહેબ.

Gentleman (જેન્ટલમૅન)= સદ્‌ગૃહસ્થ.

Ma'am or Madam (મૅમ આર મૅડમ)=બાઇસાહેબ.

Lady (લેડિ)=બાઇ.

First see (ફર્સ્ટ સી)=પ્રથમ જુઓ.

Good-morning=સાહેબજી.

Go to bed=સૂઇ જાઓ.

Good-night (ગુડનાઇટ)=રાતની સલામ.

Part (પાર્ટ)=છુટા પડો.

Good-bye (ગુડબાય)=છુટા પડતી વખતની સલામ.

Friend (ફ્રેન્ડ)=મિત્ર.

Meet (મીટ)=મળો.

Good-evening (ગુડ ઇવનિંગ)= સાંજની સલામ.

Leave (લીવ)=છોડો.

Be Polite=વિવેકી બનો.

Polite (પોલાઇટ)=વિવેકી, સભ્ય.

Should never say=કદી કહેશો નહિ.

At all (ઍટ ઑલ)=બીલકુલ.

Way (વે)=રસ્તો, રીત.

That is not at all the way= એ બીલકુલ રીત નથી.

If you please=તમારી મરજી હોય તો.

Yes sir (યસ સર)=હા, સાહેબ.

આ નાની છોકરી તેની મા માટે આજે સવારે કુવે પાણી ભરવા ગઇ. તેનો ભાઇ તેની સાથે તેને મદદ કરવા ગયો. પણ તોફાની છોકરે શું કર્યું? જેવો તે તેની બહેનની પાછળ ચાલતો હતો તેવો જ ધક્કો માર્યો. ઘડો પડી ગયો, અને પાણી ઢળાઇ ગયું. પછી તે તેની બહેન કે જેણે રડવું શરૂ કર્યું હતું તેની સામે હસતો ઉભો. તેને બીક લાગી કે વખતસર તે ઘેર પાછી જશે નહિ.

આપણે આપણાં ભાઇઓ અને બહેનો તરફ માયાળુ થવું જોઇએ. આપણે તેમને ખીજવવાં જોઇએ નહિ. આપણે તેમને ખુશી રાખવાં જોઇએ. આપણે તેમને મદદ કરવા હંમેશાં તૈયાર રહેવું જોઇએ. આપણે દરેક પ્રત્યે વિવેકી થવું જાઇએ. જ્યારે આપણે કોઇ વસ્તુ માગીએ તો આપણે એમ ન કહેવું જોઇએ કે, " મને આ આપો, " પણ " તમારી મરજી હોય તો " અથવા " મહેરબાની કરી મને આ આપો. " જ્યારે આપણે કંઈ ન જોઇતું હોય તો આપણે કહેવું જોઇએ "નહિજી. આપનો આભારી છું." જ્યારે આપણે કોઇ સદ્‌ગૃહસ્થ સાથે બોલીએ ત્યારે " સાહેબ, " અને જ્યારે કોઇ બાનુ સાથે બોલીએ ત્યારે " બાઇ સાહેબ " કહેવું જોઇએ.

જ્યારે તમે પ્રથમ સવારમાં તમારાં બાપ, મા, ભાઇ કે બહેનને મળો ત્યારે "સવારની સલામ" કહો. અને જ્યારે રાત્રે સૂવા જાઓ ત્યારે " રાતની સલામ" તેમને કહો. જ્યારે કોઇ મિત્રથી જુદા પડો ત્યારે "સલામ" કહો. જ્યારે તમારા શિક્ષકને નિશાળમાં મળો ત્યારે " સવારની સલામ " કહો, અને જ્યારે નિશાળ છોડો ત્યારે " સાંજની સલામ " કહો.

સભ્ય થાઓ.

નાના સારા છોકરાઓએ " હું કરીશ " અથવા "મને આ આપો" એમ કદી કહેવું જોઇએ નહિ. નહિ, એ બીલકુલ સારી રીત નથી; કહો, " મા. તમારી મરજી હોય તો, " દરેક જણને કહો " તમારી મરજી હોય તો, " અને સદ્‌ગૃહસ્થને " હા સાહેબ " અને બાનુઓને " હા બાઇ સાહેબ " એમ કહો.



## 28 A walk in the fields=ખેતરોમાં ફરવું.

Ramoo (રામુ)=છોકરાનું નામ.
Who had lived=જે રહ્યો હતો.
Village (વિલેઇજ)=ગામડું.
All his life (ઑાલ હિઝ લાઇફ)=
 તેની આખી જીંદગી.
Nothing (નથિંગ)=કંઇ નહિ.
He knew nothing=તે કંઇ જા-
 ણતો ન હતો.
About (એબાઉટ)=વિષે.
Town (ટાઉન)=શહેર.
He could tell you=તે તમને
 કહી શકે.
Any bird (ઍનિ બર્ડ) કોઇ પક્ષી.
Beast (બીસ્ટ)=પશુ.
In his own=તેના પોતાના.
Country (કન્ટ્રિ)=દેશ, ગામ.
Twelve years old=બાર વર્ષની
 ઉંમરનો.
Clever (કલેવર)=હોશીઆર.
He had=તેને હતો.
Cousin (કઝિન)=મત્રિજો.
Named (નેઇમ્ડ)=નામે.
Rungoo (રંગુ)=છોકરાનું નામ.
Who was nine years old=જે
 નવ વર્ષની ઉંમરનો હતો.
Had always lived (હૅડ ઑાલ
 વેઇઝ લીવ્ડ)=હંમેશાં રહ્યો હતો.
He knew very little=તે બહુ
 થોડું જાણતો હતો.
Once (વન્સ)=એક વખત.
Fell ill (ફેલ ઇલ)=માંદો પડયો.
Ill (ઇલ)=માંદો.
Got thin and weak (ગૉટ થિન
 ઍન્ડ વીક)=પાતળો ને નબળો
 પડી ગયો, લેવાઇ ગયો.
Weak (વિક)=નબળો,
Sent (સેન્ટ)=મોકલ્યો.
To stay (ટુ સ્ટે)=રહેવાને.
In the country=દેશમાં.
The air in the country is
 good=દેશની હવા સારી છે.
Will make well=તન્દુરસ્ત બના-
 વશે, સારો કરશે.
At first (ઍટ ફર્સ્ટ)=પ્રથમતો.
Stayed (સ્ટેઇડ)=રહ્યો.
Soon grew (સુન ગ્રુ)=થોડી
 વારમાં થયો.
Strong and well=મજબૂત ને
 સારો.
Went out for a walk=
 બહાર ફરવાને ગયા.

Fine day (ફાઇન ડે)=રૂગીઆમણો દિવસ.

It is just six o'clock=હમણાં છ વાગ્યા છે.

Come out=બહાર ચાલો.

It will do you good=તમને એ લાભ કરશે.

Put on (પુટ ઑાન)=પહેરો.

Cap and Shoes (કૅપ એન્ડ શુઝ) =ટોપી અને જોડા.

Quite ready (ક્વાઇટ રેડી)=તદ્દન તૈયાર.

Where shall we go=આપણે ક્યાં જઇશું?

I will take you along the road=તમને હું રસ્તે લઇ જઇશ.

Will walk=ફરીશું.

Across (ઍક્રાસ)=આરપાર.

Across the fields=ખેતરોની આરપાર.

To the tank (ટુ ધી ટૅન્ક)=તળાવ સુધી.

Tank (ટૅન્ક)=તળાવ.

This will take us an hour= આપણને એક કલાક લાગશે.

It will then be getting hot =પછી તાપ પડતો થશે.

Now it is quite cool=હમણાં તદ્દન ઠંડુ છે.

Has not risen (હૅઝ નૉટ રિઝન) =ઉગ્યો નથી.

What a fine large tree that is=પેલું કેવું સુંદર મોટું ઝાડ છે!

Mango tree (મૅન્ગો ટ્રી)=આંબાનું ઝાડ, આંબો.

Mangoes (મૅન્ગોઝ)=કેરીઓ.

This is not the time=આ વખત નથી.

We shall not get=આપણને મળશે નહિ.

Till (ટિલ)=સુધી.

Ugly (અગ્લી)=કદરૂપુ, બેડોળ.

Black bird (બ્લેક બર્ડ)=કાળું પક્ષી.

Flying (ફ્લાયિંગ)=ઉડતું.

Past (પાસ્ટ)=પાસેથી.

That is not a bird=એ પક્ષી નથી.

Bat (બૅટ)=ચામાચીડીયું.

It looks=તે દેખાય છે.

Like a mouse=ઉંદર જેવું.

Wings (વિંગ્ઝ)=પાંખો,

It sleeps all day=તે દિવસના ઉંઘે છે.

Owl (આઉલ)=ઘુવડ.

Flies about (ફ્લાઇઝ, એબાઉટ)= આમતેમ ઉડે છે.

Hole (હોલ)=દર.

Old wall (ઓલ્ડ વૉલ)=જુની દિવાલ.

Why do you stop=તમે કેમ અટકી પડયા ?

Something (સમથિંગ)=કંઇક.

Look these=પણે જુઓ.

I think (આઇ થિંક) હું ધારૂં છું.

Monkey (મંકિ)=વાંદરૂં.

Must be=હોવું જોઇએ.

He is holding on to a branch =તે એક ડાળીને ઉપર પકડી રહ્યો છે.

Is holding his tail=ને તેની પૂંછડીને ધરી રહ્યો છે.

In the air (ઇન ધી ઍર)=હવામાં.

Over his back=તેની પીઠ ઉપર.

Hanooman monkey (હનુમાન મંકિ)=હનુમાનની જાતનું વાંદરૂં.

Monkeys (મંકિઝ)=વંદરાં.

Sound (સાઉન્ડ)=અવાજ.

Wheels (વ્હિલ્સ)=પૈડાં.

Carriage (કેરેજ)=ગાડી.

Let us get on one side= ચાલો આપણે એક બાજુ જઇએ.

Who can it be=તે કોણ હોઇ શકે ?

I can tell you that=હું તમને તે કહી શકું છું.

Rajah (રાજા)=રાજા.

He has come here=તે અહીંયાં આવ્યો છે.

To see some great man= કોઇ મોટા માણસને જોવાને.

Morning drive (મોરનિંગ ડ્રાઇવ) =સવારમાં ગાડીમાં બેસીને ફરવા જવું તે.

Drive (ડ્રાઇવ)=હાંકવું.

Rich (રિચ)=પૈસાદાર, ધનવાન.

Richman (રિચ મૅન)=પૈસાદાર માણસ.

Now let us leave the road= હવે ચાલો આપણે રસ્તો છોડી દઇએ.

Cross (ક્રૉસ)=ઓળંગવું.

Let us cross=આપણને ઓળંગવા દો.

Such (સચ)=જેવું, એવું.

Beautiful (બ્યુટિફુલ)=સુંદર.

Before (બીફૉર)=પહેલાં.

Peacock (પીકૅાક)=મોર.

Queen of the birds=પક્ષીઓની રાણી.

All green=બધી લીલી.

And all Gold (ગોલ્ડ)=અને બધું સોનેરી.

Grain (ગ્રેઇન)=દાણા.

Tame (ટેઇમ)=પાળેલું, હળી મળી ગએલું.

Hallo (હલ્લો)=અલ્યા !

What's the matter=શું છે ? શી બાબત છે ?

Why are you pulling me back=મને તમે પાછો શા માટે ખેંચો છો ?

Come back=પાછો આવ.

Quick (ક્વિક)=જલ્દી.

Don't you see (ડોન્ટ્યુ સી)=તમે જોતા નથી ?

Snake (સ્નેઇક)=સાપ.

Close to you=તમારી પાસે.

Hissed (હિસ્ડ)=ફુંફવાડો માર્યો.

How it hissed=તેણે કેવો ફુંફવાડો માર્યો.

Nearly (નીઅર્લિ)=લગભગ.

Angry (એંગ્રિ)=ક્રોધી.

Is holding up=ધરી રાખે છે.

Cobra (કોબ્રા)=નાગ, ઝેરી સાપ.

Bit (બિટ)=કરડે (ભૂતકાળ).

You would die=તમે મરી જાઓ.

If it bit you, you would die=જો તમને તે કરડે તો તમે મરી જાઓ.

Save (સેવ)=બચાવે.

Could save (કુડ સેવ)=બચાવી શકે.

Snake king (સ્નેઇક કિંગ) સાપનો રાજા.

Keep far away=દુર રહો.

Is afraid of it=તેનાથી બીએ છે.

Pulled me back (પુલ્ડ મી બૅક)=મને પાછો ખેંચ્યો.

Safe (સેઇફ)=સહિસલામત,

Next (નેક્સ્ટ)=બીજા.

I do not want=મારે ઇચ્છા નથી.

Pretty (પ્રેટિ)=નાજુક.

It thinks we do not see it=તે ધારે છે કે આપણે તેને જોતા નથી.

That is why=માટે એમ છે.

Still (સ્ટિલ)=શાંત.

Hare (હેર)=સસલું.

Ears (ઇયર્સ)=કાન (બ. વ.).

Catch (કૅચ)=પકડવું.

Dogs try to catch it but they never can=કુતરાઓ તેમને પકડવા પ્રયત્ન કરે છે પણ તેઓ કદી પકડી શકતા નથી.

It runs too fast=તે ઘણી ઝડપથી દોડે છે.
Walking along=આગળ ચાલતાં.
Narsoo (નરસુ)=માણુસનું નામ.
Farmer (ફારમર)=ખેડુત.
To plough (ટુ પ્લાઉ)=ખેડવાને, ખેડવું.
Oxen (ઑક્સન)=બળદો.
We have had quite a long walk=આપણે બરાબર લાંબી સફર કરી છે.
Big beast (બિગ બીસ્ટ)=મોટું પશુ.
Under (અન્ડર)=નીચે.
Shall we run away=આપણે ભાગી જઇશું ?
Only (ઓન્લિ)=ફક્ત.
Elephant (એલીફન્ટ)=હાથી.
Quite tame=તદ્દન કેળવાએલો.
Will not hurt=ઇજા કરશે નહિ.
Hanging (હૅંગિંગ)=લટકતી.
Face (ફેઇસ)=ચહેરો.
Nose (નોઝ)=નાક.
Trunk (ટ્રન્ક)=સુંઢ.
As well (ઍઝ વેલ)=વળી.
Pick up (પિક અપ)=ઉંચકી લે.
Feeds (ફીડઝ)=ખાય છે.
Drinks (ડ્રિંક્સ)=પીએ છે.
Plaintains (પ્લેનટેઇન્સ)=કેળાં.
Let us go home=ચાલો આપણે ઘેર જઇએ.

રામુ એક છોકરો હતો, જે તેની આખી જીંદગી સુધી ગામડામાં રહ્યો હતો. તે શહેર વિષે કંઈ જાણતો નહતો. તે તમને પોતાના ગામનાં કોઇ પક્ષીનું, પશુનું કે ઝાડનું નામ કહી શકતો હતો. તે બાર વર્ષનો હતો. તે હોશીઆર છોકરો હતો.

તેને એક રંગુ નામે કાકાનો દીકરો હતો, જે નવ વર્ષની ઉંમરનો હતો. રંગુ શહેરમાં રહ્યો હતો. તે ગામડા સંબંધી કંઇ જાણતો ન હતો. તે પક્ષીઓ ને પશુઓ સંબંધી ઘણું ઓછું જાણતો હતો. એક વખતે તે માંદો પડયો અને ઘણો પાતળો ને નબળો પડી ગયો. તેના બાપે તેને તેના કાકાના દીકરા રામુ સાથે દેશમાં રહેવા મોકલ્યો. તેણે કહ્યું, “દેશની હવા સારી છે. તે રંગુને સાજો બનાવશે.”

પ્રથમ તો રંગુ ઘરમાં રહેતો. પણ તે થોડા વખતમાં મજબુત ને તન્દુરસ્ત થયો. એક સવારે બે છોકરા ગામડામાં ફરવા નીકળ્યા.

રામુ—આજે સુંદર દિવસ છે, રંગુ. હમણાંજ ૭ વાગ્યા છે. ચાલ, મારી સાથે બહાર ફરવાને. તે તને લાભ કરશે. તું શહેરમાં જે વસ્તુઓ ન જુએ તેવી ઘણી અહીંયાં જોશે. ટોપી અને જોડા પહેરી લે.

રંગુ—અરે, રામુ તારો આભારી છું. તદ્દન તૈયાર આ રહ્યો છું. આપણે ક્યાં જઇશું ?

રામુ—તને હું રસ્તે રસ્તે લઇ જઇશ. પછી આપણે પાછા આવીશું. એટલામાં આપણને એક કલાક લાગશે. પછી તડકો પડશે. હમણાં તદ્દન ઠંડી છે. સૂર્ય ઉગ્યો નથી.

રંગુ—પેલું કેવું મોટું સુંદર ઝાડ છે! રામુ તે શું છે?

રામુ—તે આંબો છે.

રંગુ—હું તેની ઉપર કંઇ કેરી જોઇ શકતો નથી.

રામુ—ના, આ કેરીઓનો વખત નથી. આપણે જુન જુલાઇ સુધી તેમને મેળવી શકીશું નહિ.

રંગુ—અરે રામુ! આ બાજુથી ઉડી જતું બેડોળ પક્ષી કયું છે?

રામુ—એ પક્ષી નથી. એતો ચામાચીડીયું છે. એ પાંખો સાથે ઉંદરડા જેવું દેખાય છે. તે આખો દિવસ ઘુવડની માફક ઉંઘે છે અને રાત્રે આમ-તેમ ઉડે છે. એ ચામાચીડીયું કોઈ ઝાડમાં કે જુની ભીંતમાં તેના દરેક ઘેર ઉડી જાય છે. પણ તમે કેમ અટકી જાઓ છો ?

રંગુ—હું ઝાડમાં કંઇક જોઇ શકું છું. પણે જો! હું ધારૂં છું કે એ વાંદરૂં હોવું જોઈએ. મેં એક વખત વાંદરૂં જોયું હતું; પણ એ આવું ન હતું.

રામુ—હા! હવે હું એને જોઇ શકું છું. તે તેના ડાબા હાથથી ડાળીને ઉપર પકડી રહ્યો છે. હવામાં તેની પીઠ ઉપર તેણે તેની પૂંછડી ધરી છે. તે આપણી તરફ જુએ છે. હા, એતો હનુમાન જાતિનું વાંદરૂં છે. આ ખેતરોમાં ઝાડો ઉપર ઘણાં વાંદરાં છે.

રંગુ—હું પૈડાંનો અવાજ સાંભળું છું. અહીંયાં ગાડી આવે છે.

**રામુ**—હા; ચાલો આપણે રસ્તાની એક બાજુએ જઇએ. મેં પહેલાં આવી સરસ ને મોટી ગાડી કદી જોઈ નથી. તે કોણ હોઇ શકે ?

**રંગુ**—હું તને તે કહી શકીશ, રામુ. એ તો રાજા છે. એ અમારા શહેરમાં રહે છે. હું તેમને તેમની ગાડીમાં ઘણી વાર જોઉં છું. તેઓ અહીંયાં કોઇપણ મોટા માણસને મળવા આવ્યા છે. તેઓ સવારમાં ગાડીમાં બેસીને ફરવા નીકળ્યા છે. તે ઘણા પૈસાદાર માણસ છે અને એક મોટા ઘરમાં રહે છે.

**રામુ**—સારૂં, ચાલો આપણે રસ્તો છોડી દઇએ. ચાલો ખેતરોની આરપાર જઇએ. પેલું રહ્યું તળાવ. તમે તે જોઈ શકો છો ?

**રંગુ**—પેલું ઝાડ ઉપર સુંદર મોટું પક્ષી કયું છે ? મેં પહેલાં કદી આવું મનોહર પક્ષી જોયું નથી.

**રામુ**—હા રંગુ, એ મોર છે. આપણે તેને પક્ષીઓની રાણી કહીએ છીએ. તેની પૂંછડી જુઓને, બધી લીલી ને સોનેરી છે. આપણા ઘર નજીક ઝાડ ઉપર તે કોઇ કોઇ વાર બેસે છે. અમે તેને ચરવાને દાણા નાખીએ છીએ. તે ઘણું પાળેલું છે. તે નીચે ઉડી આવે છે અને દાણા ચરે છે.

**રંગુ**—મેં મોર વિષે વારંવાર સાંભળ્યું છે પણ પહેલાં કદી જોયો ન હતો. અલ્યા ! શી બાબત છે ? તમે મને પાછા કેમ ખેંચો છો ?

**રામુ**—રંગુ ! રંગુ ! પાછો આવ ! જલ્દી ! જલ્દી ! તારી પાસે સાપ છે. તું જોતો નથી ? પાછો ! પાછો !

**રંગુ**—હા ! હા ! તેણે કેવો ફુંફવાડો માર્યો. મેં લગભગ તેના ઉપર મારો પગ મૂકયો હતો. તે કેવો ક્રોધી દેખાય છે ! તેણે તેનું માથું કેવું ઉંચે ધરી રાખ્યું છે !

**રામુ**—એતો નાગ છે–ઘણો મોટો નાગ ! જો તને તે કરડે તો તું મરી જાય. કોઇ બચાવી શકે નહિ. એનો સાપોનો મોટો રાજા છે. એનાથી ઘણા દૂર રહો. આ ખેતરમાં તે દરમાં રહે છે. દરેક જણ તેનાથી બીએ છે.

**રંગુ**—તમે મને પાછો ખેંચ્યો તેથી હું ખુશી છું. હવે આપણે પાસેના ખેતરમાં સુરક્ષિત છીએ. સલામ સાપોના રાજા! મારે હવે તને ફરીથી મળવાની ઇચ્છા નથી.

**રામુ**—રંગુ, પેલી નાની નાજુક વસ્તુ શી છે તે તું જાણે છે? તે ભાગી જાય ત્યાર પહેલાં તેની સામું જુઓ. તે ધારે છે કે આપણે જોતા નથી. તેથી તે એટલું શાંત બેઠું છે.

**રંગુ**—ના, મેં કદી તેને પહેલાં જોયું નથી.

**રામુ**—એતો સસલું છે. તે ખેતરોમાં રહે છે. તે ઘણું ઝડપથી દોડે છે. તેને કેવા લાંબા કાન છે! તમે કદી તેને પકડી શકો નહિ. કુતરાં તેમને પકડવા યત્ન કરે છે પણ તેઓ કદી તેમ કરી શકતાં નથી. તે બહુ જ જલ્દી દોડે છે.

**રંગુ**—ખેતરોમાં જતો આ કોણ માણસ છે, રામુ?

**રામુ**—તે નરસુ ખેડુત છે. તે તેનાં ખેતરો ખેડવા જાય છે. તે તેની સાથે તેના બે બળદીયા લઇ જાય છે. તે સવારમાં ઘણો વહેલો તેના કામે જાય છે.

**રંગુ**—રામુ, ચાલો હવે આપણે પાછા જઇએ. પણ મહેરબાની કરીને સાપના રાજાની પાસે જતા નહિ!

**રામુ**—અરે ના! હું તમને બીજા રસ્તેથી પાછા લઇ જઇશ. આપણે છેક લાંબે સુધી ફરી ચૂકયા છીએ.

**રંગુ**—અરે, રામુ, પણે ઝાડ નીચે મોટું ઉભેલું પશુ કયું છે? આપણે ભાગી જઇશું?

**રામુ**—ના! ના! એતો ફક્ત હાથી જ છે. તે ઘણો મોટો છે અને ઘણો બળવાન છે. પણ એ તદ્દન પાળેલો છે. તે આપણને ઇજા કરશે નહિ.

**રંગુ**—તેના ચહેરા આગળ નીચે લટકતી વસ્તુ શી છે?

**રામુ**—એ તેનું નાક છે. તેને આપણે સૂંઢ કહીએ છીએ.

રંગુ—મેં કદી આવુ લાંબું નાક પહેલાં જોયું નથી.

રામુ—વળી લાંબા હાથ જેવું તે છે. હાથી તેના વડે કોઇપણ વસ્તુને ઉપાડી લેછે. એ પોતે ખાય છે એનાથી અને પાણી એનાથી પીએ છે. આપણે આવતી કાલે સવારમાં ફરીથી ફરવા આવીશું. હું કેટલાંક કેળાં મારી સાથે લેતો આવીશ. આપણે તેને તે ખાવા આપીશું. ચાલો હવે આપણે ઘેર જઇએ.

---

## 29. The Sun and the Moon=સૂર્ય અને ચંદ્ર.

Sun (સન)=સૂર્ય.
Moon (મૂન)=ચંદ્ર.
Shape (શેઇપ)-આકાર.
Ball (બૉલ)=દડો.
Fire (ફાયર)=દેવતા, અગ્નિ.
Ball of fire (બૉલ ઑફ ફાયર) =અગ્નિનો ગોળો.
If there were no sun=જો સૂર્ય ન હોય તો.
All thing=બધી વસ્તુઓ.
Would be (વુડ બી)=હોત.
Dark (ડાર્ક)=અંધારી, કાળી.
Cold (કોલ્ડ)=ઠંડી.
Plant (પ્લૅન્ટ)=છોડવો, રોપો.
Could grow (કુડ ગ્રો)=ઉગી શકે.
Would die (વુડ ડાય)=મરી જાય.
Die (ડાય)=મરી જવું.
Are far off=ઘણે દૂર છે.
Seem (સીમ)=દેખાય છે.
To be small=નાના હોય તેવા.
Wide (ઉવાઇડ)=પહોળા, વિસ્તાર-વાળા.
Plain (પ્લૅઇન)=મેદાન.
That are far from us=આપણાથી જેઓ દૂર છે.
Look like=જેવા દેખાય છે.
Plants(પ્લૅન્ટસ)=છોડવાઓ, રોપાઓ.
Go up to them=તેમની પાસે જઇએ.
As big as=જેવા મોટા તેવા, ના જેવા મોટા.
Cool light (કુલ લાઇટ)=શીતળ અજવાળું.
As the sun=સૂર્ય જેવો.
Of its own=તેનું પોતાનું.

સૂર્ય અને ચંદ્રને દડા જેવો આકાર હોય છે. સૂર્ય અગ્નિનો મોટો દડો છે. જો સૂર્ય ન હોત તો બધી ચીજો અંધારી અને ઠંડી હોત, કોઇપણ છોડ ઉગત નહિ ને બધી વસ્તુ મરી જાત.

સૂર્ય અને ચંદ્ર આપણાથી ઘણે દૂર છે, અને તેથી તેઓ નાના દેખાય છે.

જ્યારે આપણે વિશાળ મેદાનમાં ઉભા રહીએ ત્યારે આપણાથી દૂરનાં ઝાડ નાના છોડવા જેવાં દેખાય છે. પણ જ્યારે આપણે તેમની પાસે જઇએ છીએ ત્યારે તેઓ જેવાં છે તેવાં મોટાં આપણને દેખાય છે. આપણે સૂર્ય ને ચંદ્ર પાસે જઇ શકીએ નહિ અને તેથી તે કેટલા મોટા છે તે જોઇ શકીએ નહિ.

ચંદ્ર રાતે પ્રકાશે છે. તેને શિતળ અજવાળું છે, અને સૂર્ય જેટલો તેજસ્વી નથી. ચંદ્રને પોતાનું અજવાળું નથી, પણ તેને તેનું અજવાળું સૂર્યમાંથી મળે છે.

સૂર્ય અને ચંદ્ર આપણાથી ઘણે દૂર છે અને તેથી તેઓ નાના દેખાય છે.

ચંદ્રને પોતાનું અજવાળું નથી; તે તેનું અજવાળું સૂર્યમાંથી મેળવે છે.

---

## 30. Boys=છોકરાઓ.

Good boy (ગુડ બૉય)=સારો છોકરો.
Truth will tell=સાચું બોલશે.
Wise (વાઇઝ)=ડાહ્યો.
Lessons (લેસન્સ)=પાઠો.
Well (વેલ)=સારી રીતે.
Brave (બ્રેવ)=બહાદુર.
Tell a lie (ટેલ એ લાય)=જુઠું બોલવું.
Lie (લાય)=જુઠું.
The strong (સ્ટ્રૉંગ)=મજબુત છોકરો.
To help (હેલ્પ)=મદદ કરવી.
The weak (ધી વીક)=નબળો છોકરો.
The loving boy (ધી લવિંગ બૉય)=પ્રેમાળ છોકરો.

Loving (લવિંગ)=પ્રેમાળ.
Obeys (ઓબેઝ)=તાબે થાય છે, આજ્ઞા માને છે.
Kind (કાઇન્ડ)=માયાળુ.
The boy who wishes=જે છોકરો ઇચ્છા રાખે છે.
To be a good man=સારો માણસ થવા.
Will begin=(વિલ બીગિન)=શરૂ કરશે.
At once (ઍટ વન્સ)=એકદમ.
That he can=જે તે કરી શકે.

## Colours=રંગો.

Colours (કલર્સ)=રંગો.
Grass (ગ્રાસ)=ઘાસ.
Green (ગ્રીન)=લીલું.
Blue (બ્લ્યુ)=આસમાની રંગનું.
Soft (સૅાફ્ટ)=પોચાં, નરમ.
Dew (ડ્યુ)=ઝાકળ.
Gold (ગોલ્ડ)=સોનું.
Yellow (યલો)=પીળું.
Silver (સિલ્વર)=રૂપું, ચાંદી.
Iron (આયર્ન)=લોઢું.
Heavy (હેવિ)=વજનદાર.
Feathers (ફીધર્સ)=પીંછાં.
Light (લાઇટ)=હલકાં, (વજનમાં).
Rubies (રૂબીઝ)=માણેક.
Red (રેડ)=રાતાં.
Diamonds (ડાયમન્ડસ)=હીરાઓ.
Copper (કૅાપર)=તાંબુ.
Brown (બ્રાઉન)=ભુરા રંગનું.
Steel (સ્ટીલ)=પોલાદ.
Grey (ગ્રે)=તપખીરીઆ રંગનું.
Clouds (ક્લાઉડ્ઝ)=વાદળાં.
At break of day=પ્રભાત થતાં.

સારો છોકરો હંમેશાં સાચું કહેશે. ડાહ્યો છોકરો તેના પાઠ સારી રીતે શીખે છે. બહાદુર છોકરો જુઠું બોલશે નહિ; મજબુત છોકરો નબળાને મદદ કરવા પ્રયત્ન કરશે. પ્રેમાળ છોકરો તેની માની આજ્ઞા માને છે. માયાળુ છોકરો તેના નાના ભાઇને મદદ કરે છે, જે છોકરો સારો થવાનો વિચાર રાખે છે તે એકદમ શરૂ કરશે, અને તેનાથી બનશે તે બધું કરશે.

ઘાસ લીલું છે અને આકાશ વાદળી છે. લીલા ઘાસ ઉપર નરમ ઝાકળ પડે છે. સોનું પીળું છે અને ચાંદી સફેદ છે. લોઢું ભારે છે. પીંછાં હલકાં છે. માણેક રાતાં હોય છે અને હીરા ચળકતા હોય છે. તાંબુ તપખીરીઆ રંગનું હોય છે અને પોલાદ ભુરૂં હોય છે. પ્રભાત થતાં વાદળાં ભૂરાં હોય છે.

## 31. flowers and leaves=ફુલો ને પાંદડાં

Bunch (બન્ચ)=ઝુમખું.
Flowers (ફ્લાવર્સ)=ફુલો.
Leaves (લીવ્ઝ)=પાંદડાં.
Buds (બડ્ઝ)=કળીઓ.
Pretty (પ્રેટિ)=નાજુક, સુંદર.
Roses (રોઝિઝ)=ગુલાબ.
Queen of the flowers=ફુલોની રાણી.
Smell (સ્મેલ)=સુગન્ધ આપવી.
Sweet (સ્વીટ)=મધુર.
Bigger and bigger=વધારે ને વધારે મોટું.
Will open=ખીલશે.
Drops (ડ્રૉપ્સ)=ટીપાં.

ફુલો અને પાંદડાંનું આ ઝુમખું છે. ઝુમખામાં કેટલીક કળીઓ પણ છે. તે કેવાં નાજુક દેખાય છે! આ ગુલાબનાં ફુલો છે. ગુલાબ ફુલની રાણી કહેવાય છે. ગુલાબ મધુર સુગન્ધ આપે છે. રાતાં ગુલાબ, પીળાં ગુલાબ અને સફેદ ગુલાબ હોય છે.

ચિત્રમાં તમે બે કળીઓ જોઈ શકો છો. કળીઓ વધારે ને વધારે મોટી થશે. તેઓ ખીલશે અને તેમાંથી ફુલ થશે. દરેક કળીમાં નાનું ફુલ હોય છે. ફુલ અને પાંદડાં ઝાડ ઉપર થાય છે, પાંદડાં પ્રથમ લીલાં હોય છે. પછી તે સુકાં, ભુખરાં ને પીળાં થઇ જમીન ઉપર પડે છે. કેટલાંક પાંદડાં ઉપર તમે ઝાકળનાં ટીપાં જોઇ શકો છો.

---

## 32. The Little Boy's Good Night.=નાનાં છોકરાંની રાતની સલામ.

No longer=વધારે વાર નહિ.
The sun no longer gives his light=જેવો સૂર્ય તેનું અજવાળું આપતો બંધ થાય છે.
Begin (બીગિન)=શરૂ કરે છે.
To peep (ટુ પીપ)=ડોકીયાં કરવાં.
It's time=વખત થયો છે.
Good night (ગુડ નાઇટ)=રાતની સલામ.
Are asleep (આર ઍસ્લીપ)=ઉંઘે છે.
Asleep (ઍસ્લીપ)=ઉંઘતાં.

Darling (ડારલિંગ)=વ્હાલાં, પ્રિય.
Sleep well (સ્લીપ વેલ)=સારી રીતે ઉંઘો.
Till morning light=પ્રભાતના અજવાળા સુધી.
I am sure (આઇ ઍમ સ્યૉર)=મને ખાત્રી છે.
Could sing (કુડ સિંગ)=ગાઇ શકો.
You would have said=તમે કહ્યું હોત.
You cannot go to sleep=તમે ઉંઘી શકતાં નથી.
Awake you keep=તમે જાગતા રહો છો.
Awake (અવેઈક)=જાગતા.
Kiss (કિસ)=ચુમી લેવી.
Both far and near=પાસેના અને દૂરના બન્ને.

જેવો સૂર્ય તેનું અજવાળું આપનો બંધ થાય છે, તેવાજ તારાઓ ડોકીઆં કરવાં શરૂ કરે છે. બધાંને રાતની સલામ કરવાનો વખત થયો. સઘળાં પક્ષી સુઇ ગયાં છે.

વહાલાં નાનાં પક્ષી તમને રાતની સલામ. પ્રભાતનું અજવાળું થતા સુધી સારી રીતે ઉંઘજો. જો તમે શબ્દોમાં ગાઇ શકતાં હોત તો મને ખાત્રી છે કે તમે રાતની સલામ કહી હોત!

મારાં નાજુક પુષ્પો તમને પણ રાતની સલામ છે. તમે ઉંઘી શકતાં નથી. અને તારાઓ આખી રાત જાગતા રહી તમે રાતે ઝગમગ પ્રકાશો છો.

મારાં પ્રિય માતપિતાને રાતની સલામ. હવે તમે તમારા નાના દીકરાને ચુમી લ્યો. દૂરના ને પાસેના મિત્રોને રાતની સલામ; દરેક જણને રાતની સલામ.

સમાપ્ત.

# જાહેર ખબર.

અંગ્રેજી સ્કુલોમાં ભણતા વિદ્યાર્થીઓના ખાસ ઉપયોગ માટે નીચેના મીનિંગો તૈયાર કરાવ્યા છે. મીનિંગની કોઇ ચોપડી ખરીદતાં પહેલાં અમારા આ મીનિંગો જોવા. કીમત તથા અંદરના શુદ્ધ કામની સરખામણી કરી જોવાથી લખાણની સરસાઇની તેમજ કીમતના સસ્તાપણાની ખાત્રી થશે. **સામટા લેનારને કમીશન સારૂં મળે છે.**

| | |
|---|---|
| **મેકમીલન ન્યૂ રીડર પ્રાયમર નં. ૧-૨ ના ભેગા મીનિંગ** | ૦—૬—૦ |
| **મેકમીલન ન્યૂ રીડર નં. ૧ લાના મીનિંગ** | ૦—૬—૦ |
| **મેકમીલન ન્યૂ રીડર નં. ૨ જાના ,,** | ૦—૮—૦ |
| **મેકમીલન ન્યૂ રીડર નં. ૩ જાના ,,** | ૦—૧૦—૦ |
| **મેકમીલન ન્યૂ રીડર નં. ૪ થાના ,,** | ૧—૦—૦ |
| **મેકમીલન ન્યૂ રીડર નં. ૫ માના ,,** | ૧—૪—૦ |

---

| | |
|---|---|
| **નેલસન ઇંડિયન પ્રાયમરના મીનિંગ**—પુરા તરજુમા સાથે. | ૦—૫—૦ |
| **નેલસન ,, રીડર નં. ૧ ના મીનિંગ ,,** | ૦—૭—૦ |
| **નેલસન ,, રીડર નં. ૨ ના મીનિંગ ,,** | ૦—૧૦—૦ |
| **નેલસન ,, રીડર નં. ૩ ના મીનિંગ ,,** | ૦—૧૪—૦ |
| **નેલસન ,, રીડર નં. ૪ ના મીનિંગ ,,** | ૧— |
| **નેલસન ,, રીડર નં. ૫ ના મીનિંગ ,,** | ૧— |

**( નં. ૪-૫ માં એબ્રીવિએટેડ નોટ્સ, એક્સપ્લેનેશન્સ ર ગુજરાતી ઇક્વીવેલન્સ, ટ્રાન્સલેશન્સ, પારાફ્રેજીસ તથા પ માંના જરૂરી સવાલો વગેરે વિસ્તારથી આપેલા છે. )**

**જીવનલાલ એન્ડ સન્સ, કાલબાદેવીરોડ મુંબઈ (નં.**

**જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ—અમદાવા**

ધી ડાયમંડ જ્યુબીલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છ
ઠે. સલાપોસ રોડ—અમદાવાદ.